ધી

# અરેબીઅન નાઈટ્સ

ઈઆને

## હજાર અને એક રાત

સુંદર ચીત્ર સાથે

ભાગ ૧૫

મુંબઈ:

ડુપેર કમપની, મેડો ઇસ્ટ્રીટ કોટ

હોએતો, હું માંગી લઉંછું કે તમો મોહતને તાબે થવાને તૈયાર થાઓ કારણ રાજા મને અજલનો ફતકો લગાવવાનો હુમના હોકમ કરસે."

એ વખતે ગરીબ બીચારો કમબખત નુરદીન આસપાસ જોઇ બોલ્યો, "મારી તરસ છીનવવા શું કોઇ સખી જીવ મને જરા પાંણી નહી લાવી આપસે?" લોકોએ તરતજ તે હાજર કરી તેના તરફ ધરયું. આએ ધીલ વઝીર સાઉએ જોઇ રાજાની બારી આગલ તે ઉભોહતો ત્યાંથી જલાદને હાંક મારી કહ્યું, "ફતકો લગાવ! તું સાને માટે ખોતીછે?" આએ ઘાતકી શબદો સાંભલી સઘલી જગા તેનાપર નખાતા તાનાજાનીના સખુનથી ગાજી રહી; ને રાજાએ પોતાની સતા છીનવાએલી જોઇ જલાદને જરા થોબવાનો હોકમ કર્યો, ને દખાડયું કે વઝીરના એમ કરવાથી તે ગોસ્સે ભરાયો હતો. પણ વળી એમ કરવાનું બીજું કારણ હતું; કારણ તેજ પલે તેની સાંમને આવેલા એક મોટા મોહોલા તરફ નજર જવાથી રાજાએ જોયું તો મેહલ તરફ એક ઘોડે સ્વાર લસકર ચારે પગે ઘોડા દપતાવતું આવતું હતું. રાજા બોલ્યો, "વઝીર, સામને જો; આએ ઘોડે સવારો આવેછે તેની શું મતલબ?" સાઉને તેની નહીં ખબર હોવાથી તેને રાજાને જલાડને હોમક કરવાને સમજાવ્યો. રાજા બોલ્યો, "નહીં, પેહલાં એ ઘોડે સવારો કોણછે તે હું જાનવા માંગુંછું." તે વઝીર ગાયફર ખલીફના હોકમથી બગદાદથી પોતાના આદમીઓ સહીત આવતો હતો.



બલસોરાનો રસ્તો પકડયો. (સફે ૬૬૨.)

એ અમલદારના બલસોરે આવવાનું કારણ એ હતું કે ખલીફનું કાગજ લેઈ નુરદીનના જવા પછે ખલીફને ખુબસુરત ઇરાંનીને કહી હતી તેમ તેને તેની ગાડીની સનદ મોકલી આપવાને યાદ રહી નહીં તે હતી. એક રોજે તે પોતાનાં એક ઓરતોનાં અંદરના મેહલમાં હતો ત્યારે તેને એક મધુર અવાજ સંભલાયો તેથી તે સાંભલવા લાગો; જે અવાજ એક ઓરત કોઇથી જુદાઇ ભોગવતી હોએ ને ફરયાદ કરે એવા સબ્દો સાંભલ્યા ત્યારે તેને પોતાના સાથના અમલદારને પુછયું કે તે ઓરડામાં કોણ રેહતું હતું તે અ-

મલદારે જનાવ્યું કે જે બેગાના સખસને તેને મહમદ ઝીનબીની જગાપર બલસોરાના રાજા દાખલ મોકલ્યો હતો તેની તે ગોલાંમડી હતી.

ખલીફ બોલ્યો, "અરે! ગરીબ નુરૂદીન, હું તુને ભુલી ગયો હતો! પણ દોડ," તેને પેલા અમલદારને કહ્યું, "ને ગાયાફરને મારી પાસે આવવા ફરમાવ." વઝીર તેના પાસે એક પલમાં જઇ ઉભો જેનાં આવતાંજ તે બોલ્યો, "ગાયાફર, નુરૂદીનને બલસોરાનો રાજા થેડવવાની સનદ હજુ લગન હું મોકલતાં ભુલી ગયોછું; પણ એક સનદ તૈયાર કરવાનો આપણને વખત રહ્યા નથી; તેથી હમનાના હમના ઘોડા તૈયાર કરી તારા ફરમાબરદારો સાથે તે સેહર તરફ વગર ઢીલ કરવે નીકલી ચાલતો થા. જો નુરૂદીન જીવતો નહી હોએ ને તેને ગરદન મારવામાં આયો હોએ તો, સાઉને તરતજ ફાંસી ચહરાવાનો હોકમ કરજે; પણ જો તે જીવતો હોએ તો રાજા તથા વઝીર સાથ તેને મારી પાસે લેઇ આવજે."

ઘોડે સવાર થતાં લાગેલા વીલમ સીવાએ વધારે બોટી વઝીર રહ્યો નહીં. તે પોતાના સાથે ઘણાક આદમીઓ તૈયાર હોવાથી આપણે જોયું તેમ બલસોરે આવી પોંહાંતો.

જેવો ગાયફર મેહલના ચોકમાં ગયો કે લોકો તેના માટે જગા કરી બોલી ઉથ્યાં, "નુરૂદીનને માટે માફી આવીછે." એ પ્રમાંણે પોતાનાં સઘલા આદમી સાથે વઝીર મેહલની છેક સીદી સુધી ઘોડે સવારજ આવી ત્યાં ઉતરયો.

બલસોરાનો રાજા તેને ખલીફના વઝીર દાખલ ઓલખી દરવાજા વેર તેને લેવા ગયો. પેહલાં સવાલ વઝીરે કહ્યું કે નુરૂદીન જીવતો હોયતો તરત તેને તેના પાસે બોલાવે. રાજાએ જવાબ દીધો કે તે જીવતો હતો, અને તેને લાવવા હોકમ કર્યો.

એ પ્રમાંણે તેને દોરડાંથી સીકરેલો ત્યાં લાવી ઉભો કર્યો. વઝીર ગાયફરે તેને છોડવાનો હોકમ કર્યો ને વઝીર સાઉને પકડી તેજ દોરડાંથી બાંધવા કહયું.

મોટો વઝીર માત્ર એકજ રાત બલસોરે રહ્યો; બીજે દાહાડે તે પાછો બગદાદ જવા નીકલ્યો; ને પોતાને મલેલા હોકમ પ્રમાંણે, સાઉ, બલસોરાનાં રાજા તથા નુરૂદીનને પોતા સાથે લેઇ ગયો. બગદાદ આવી તેને તે ત્રણેને ખલીફ આગલ હાજર કર્યાં; તેની પોતાની મુસાફરીનુ વૃતાંત સાંભલવા પછી તથા સાઉની અદેખાઇ તથા ઘાતકીપણાંથી તેને જે હાલતમાં નુરૂદીનને દીઠો હતો તે જનાવવા પછી, ખલીફે નુરૂદીનને હોકમ કર્યો કે વઝીર સાઉને તેને પોતાને હાથે કતલ કરવો. નુરૂદીન બોલ્યો, "મુસલમીનપર હાકમી ચલાવનાર સાહ, આએ ઘાટકી માંનસે મને કરેલી હાંની અને મારા મરનાર પીતાને ખરાબ લગાડવાને એને કરેલી સઘલી તજવીજ છતાં, જો હું મારા હાથ એના લોહીમાં ખરડુ તો હું મને પોતાને એક નીચમાં નીચ આદમી ગનીસ."

તેનાં આએ સખી દીલથી ખલીફ ઘણોજ ખુશી થઇ ગયો; ને ઇનસાફને જલાડના હાથ્થી પોતાનો રસ્તો લેવા દીધો.

ખલીફે નુરૂદીનને પાછો બલસોરે રાજા કરી મોકલ્યો હતે; પણ નુરૂદીને કાલાવાલા કરી તે પડવી ના પાડી. તે બોલ્યો, "નામવર સુલતાંન, મારાપર પડેલા સઘલા હાડેસા પછી બલસોરા સેહર મને એટલું તો અકારૂં લાગુછે કે તમો નામવર ત્યાં કધી નહીં જવા નામે લીધેલા કસમ મને પાલવા દેવાની છુત મને આપસો; ને જો તમો નાવર મને તમારા મુબારક કદમ આગલ નોકરી બજાવવા રાખસો તો હું મને સર્વથી ભાયગસાલી સમજીસ." ખલીફે રજા આપી ને પોતાની આસપાસના મોટા દરબારીઓ વચે તેને જગા આપી ખુબસુરત ઇરાંનીને તેને પાછી સ્વાધીન કરી તેની સાથે તેને તેમને મોટી દા-



ખુબસુરત ઇરાંનીને તેને પાછી સ્વાધીંન કરી. (સફે ૬૬૨.)

લત બખસી કે જેથી તેઓ પોતાની અજલનાં દાહાડા સુધી આએ દુનયાની મોજ ભોગવતાં રહ્યાં.

બલસોરાના રાજાને ખલીફે તેના વઝીરો કેવા રાખવા તેની સીખામન દેઇ પાછો તેના રાજમાં મોકલ્યો.



# ઈરાંનનાં સાહાઝાડા બીદર અને શમનદલની સાહાઝાડી ગાયાહારાનો કીસ્સો.

ઇરાંનનો મુલક એટલો મોહટો અને આબાદ હતો કે તેઆંનાં અસલ વારાનાં સેહનસાહો પોતાને સેહનસાહાનાં સેહનસા તરીકે કેવાડતા હતા તે ખોટું હતું નહીં. તેઓએ ફતે કીધેલા મુલકોનાજ મુરબી હતા એટલુંજ નહીં પણ બીજા દેશનાં પાહાદસાહો વતીક તેને પાંએ પડી ખંડણી આપતા હતા.

એઓમાંનો એક સેહનસાહા જેણે પોતાની શાહરૂઆતની કારકોરદીમાં એવી નાંમીચી ફતેઓ મેલવી હતી કે લોકમાં તે જાહેર થઇ ગયો હતો, અને તે હવે પાછલા વખતમાં નીરાંતે શુખ શંપજ અને શહલાથી રાજ ચલાવતો હતો. તે સરવે પાંતીએ પોતાને શુખી ગણતો હતો પણ તેની જીંદગીનો બલાપો એટલોજ હતો કે તેની ઘણી બાયડીઓ છતાં તેને પેતે કોઇ ફરજંદની વરધી થઇ હતી નહીં. હવે ઉમરની ભરતી ભરાઇ જવાથી તે પોતાનાં એક વારેશની ઘણી ઈતેજારીથી ખાહેશ રાખતો હનો, તેણે ધરમનાં અને સખાવતનાં કાંમો કરવા જારી રાખીઆં હતાં કે તેની મખશદ પાર પાડવામાં પરવરદગાર મદદ કરે. તેમજ ગરીબોમાં તેણે ધુમ ખેરાત કરવા માંડી, ધરમનાં મકાંનો અને ભપકાદાર પાઠ શાલાઓ બેહદ શીંગાર શાથ બંધાવી અને લોકોથી તેણે એટલીજ આરજું રાખી કે તેમની બંદગીથી તેની મખશદ પાર પડે.

પોતાનાં વડવાઓનાં રેવાજ મુજબ એક દીવસે તેણે પોતાના ધારા પરમાંણે દરબાર ભરી, જયાં ગાંમે ગાંમનાં એલચીઓ, દરબારીઓ વગેરે એકઠા મલયા હતા. એ સઘલાંઓ ફકત રાજ દરબારી બાબદો વીશે ચુણાચરા ચલાવતા હતા એતલુંજ નહીં, પણ ત્યાં બેસી વીદયા હુંનર તથા લોકો પયોગી બાબદો વીશે વાદવીવાદ ચલાવી મન રીજવતા હતા. એ દીવસે એક અમલદારે આવી પાહાદસાહાને જણાવીઊં કે એક દુરદરાજ મુલકનો સોદાગર હમણાજ બાહારથી આવેલોછે, તે તેની મુલાકાત કરવાની ખાહેશ રાખેછે. તે પોતાની સાથ એક ઘણીજ નોજવાંન અને ખુબસુરત ગોલાંમડી લાયોછે. પાહાદસાહે કહ્યું "તેને એકદમ હજુરમાં બોલાવવો. અને દરબાર બરખાસત થશે ત્યારે હું તેની સાથ વાતચીત કરીશ." એ મુજબ તે સોદાગરને દરબારમાં બોલાવી એક એવી જગાપર બેસાડયો કે તે ત્યાંથી દરબારીઓ અને એલચીઓ

કેવા ભાઇચારાથી વાતચીત કરતા હતા તે જોતો અને સાંભલતો હતો. રાજા સરવેને મલતાવડો થતો હતો કે કોઇબી પોતાનાં દીલનો ભરમ ખોલાશાથી કેહવાને દર ખાએ નહીં, અને પાખેર આફીઅત પુછતો હતો, તેમનાં દેશની જાંણવા જોગ બીનાં પુછી વાકેફ થતો હતો. એવી રીતે તેમની શાથ મલતાવડો થઇ તે તેઓને દરબારમાં બોલાવી તેઓ શાથ તકરાર કરતો હતો.



ઇરાંનનો રાજા દરબારમાં (સફે ૬૬૪.)

હાદસા તરીકેનાં દરજાથી બીહીક રાખી પુર છુટથી બોલતાં તેની જબાં લઠરે નહીં. એજ મુજબ તે દરેક એલચી શાથ વરતતો હતો. તેઓ સાથ એક ભાણે જમતો અને તેમની

જીઆરે દરબાર બરખાસત થઇ અને સરવે જણા પોતાની જગાએ જતા રહયા, તથા તે સોદાગર એખલોજ રહી ગયો ત્યારે તે ઉઠી પાહાદસાહાનાં તખત આગલ ઊંધો પડી નમીઓ,

અને ઘણી દુવા ગુજારી કીધી. જીઆરે પાછો ઉઠયો ત્યારે પાહાદસાહે તેને પુછયું કે તે એક ગુલાંમડી લાવેઓછે, એવી તેને ખબર પડી તે વાત શું ખરી હતી, અને શું તે ખરેખર ઘણીજ ખુબશુરત હતી.

એ ઉપરથી તે સોદાગર બોલીઓ "મેહરબાંન સાહ તમો કણે ઘણીજ ખુબસુરત અને નવ જવાંન ઓરતોછે એમાં કાંઇ શક નથી, પણ તોબી હું હીમતથી મારા માલની તારીફની શહરાગાત વગર કહુંછ કે જે ઓરત મારી કણેછે તેની ખુબસુરતી, મીઠો સ્વભાવ, પશંદ પડતા ગુણો અને સરવે વાતમાં પુર માહીતગારપણું તમો કોઇ ઓરત શાથ શરખાંવી શકશો નહીં." એ-પરથી પાહાદસા બોલ્યો, "તે કયાંછે, તેણીને જલડી મારી આગલ હજુર કર." સોદાગરે જવાબ દીધો, "સાહેબ, મે તેણીને તમારા અમલદારોને સવાધીન કીધીછે, અને તમો નામદાર તેનીને જોવાને ગમે ત્યારે તેડાવી મંગાવો."

તે ખુબસુરત ઓરતને જલડીથી હાજર કરવામાં આવી, અને પાહાદસાની નજર જીઆરે તેણીપર પડી કે તેતો તેનાપર ગોયા ભોલવાઇજ ગયો. તે તુરતજ પોતાનાં ઓરડામાં ચાલ્યો જેની પાછલ તેનાં અમલદાર અને પેલો સોદાગર ગયા. એ ઓરતનાં મોહોડાંપર એક બુરખો હતો તે લાલ રંગનો અને તેનાંપર તમાંમ શુનેરી જડાવ જડી દીધેલો હતો. એ બુરખો જીઆરે તે સોદાગરે તેણીનાં મોહોડાંપરથી ખીસેડયો, ત્યારે જે મન હરણ દેખાવ પાહાદસાહાની નજરે પડયો તેવો તેની નજરે આગલ કદી પડયો હતો નહીં. એણીને જોતાંજ પાહાદસાહા તેણીની મોહોબતની ચુંગાલમાં ગોયા એકદમ સપડાઈ ગયો અને તે સોદાગરને તેણીનુ દાંમ પુછયું.

તે બોલ્યો, "પાહાદસાહા સલાંમત, મે જેની કણે એ ઓરતને ખરીદીછે તેને મે એક હજાર શુનેરી શીકા આપીઆછે, અને તે જગાપરથી એ મુલકમાં આવતાં મને આખાં ત્રણ વરસ ગુજરીઆંછે તેટલા અરશામાં બીજી એટલીજ રકમ મે એણીપર ખરચીછે; પણ તમો જેવા નાંમીચા સેહેનસા આગલ હું એણીની કીમત કરી શકતો નથી, અને એટલુંજ ચાહુંછ કે જો તમો નાંમદારને એ ખુબશુરત ઓરત પસંદ પડી હોય તો બે લાશક તમે લેવો અને તમોને ઓનજરખવાઇથી અરજ કરૂંછ કે મુજ કમતરીન તરફની એક નજીવી ભેત તરીકે શમજો."

એપરથી સેહનસા બોલ્યો, "ખરેખર તારો હું ઘણો ઉપકાર માંનુંછ લેકીન જે સોદાગર વેપાર કીજે મારા મુલકમાં આવે તેની શાથ આવી રીતે ચાલવાને મારો રવૈયો નથી. માટે એ ઓરતની કીમતનાં બદલામાં હું તને દશ હજાર શુનેરી શીકા આપવાનો હોકમ કરૂંછ, કેમ એટલી રકમ બશ થશે?" "સાહેબ" તે સોદાગરે જવાબ દીધો, "તમોએ જો એટલી ભેત કબુલ રાખી હોત તો હું ઘણોજ ખુશી રેહેત, પણ જીઆરે તમો નાંમદારની મરજીજછે કે મારે એણીનું દાંમ લેવું તો તે મારાથી ના પાડી શકાતું નથી, અને એ તમારી નહીં ધારેલી મોટી અને નાદર રકમ સારૂં જે જે મુલકમાં હું જઇશ, તે તે મુલકમાં તમારી શખાવત, મોટાં દીલ અને શખી તહબેની તારીફ કરતો રહીશ."

એ પછે તે રકમ લેઇ એક ઘણાજ ઉમદા પોશાકની ભેત સાથ ત્યાંથી તે રવાનાં થયો.

પોતાનાં ઓરડાની પડોશનાં બીજા ઓરડામાં એ ઓરતને લઇ જઇ પાહાદસાહે તમાંમ દાસીઓને અને કારભારી ઓરતોને બોલાવી હોકમ

કીધો કે તેણીની સરવે હાજતો પુરી પાડવી એટલુંજ નહીં પણ તેણીને ગમતાં શરવેથી શરસ અને શુંદર પોશાકો બનાવી આપવા તથા ઉમદા ઝહવેર, મોતીની માલા તેણીને પેહેડાવવી તથા જે જે હીરા તેણીને પસંદ હોય તે મંગાવીને તેનાં જરીઆંન બનાવી આપવાં.

એ કારભારી ઓરતો જેમનું કાંમ ફકત પાહાદશાને રાજી રાખવામાંજ હતું તેઓએ જયારે એ ઓરતને જોઇ ત્યારે તેણીની ખુબસુરતીથી તેઓ છકજ થઇ ગઇ, અને તેઓ ખરી ખુબસુરતીને પીછાંનનારા હતાં તેથી તેઓએ પાહાદસાને અરજ ગુજારી કે તેણે એ ઓરતને ત્રણ દીવસ શુધી તેમનાં હશતકમાં રેહેવા દેવી, કે એટલા વખતમાં તેઓ ઘતતી શંભાલ અને મેહનતથી તેણીને હાલ જેવી દેખાતી હતી તેનાં કરતાં વધારે ખુબસુરત અને સેહાંમણી બનાવી શકશે. પાહાદસાહે તુરત કબુલ કીધું.

ઇરાંનનાં પાહાદસાહાની રાજધાંણી એક ટાપુમાં આવી હતી, અને જે ઓરડામાં પાહાદસાહા બેસતો ઉઠતો હતો તે તરફથી ખુલો દરીઆવ દીસતો હતો તેમજ એ ઓરતને જે ઓરડો આપવામાં આવીઓ હતો ત્યાં દરીઆવનાં મોજા ખુદ મેહેલની દેવાલ સાથ આવી અઠડતા હતા તેથી એનો દેખાવ ઘણોજ રમણીય થઇ પડતો હતો.

ત્રણ દીવસો પુરા થયા કે એ ખુબસુરત ઓરત પુર શીંગાર અને ઠાઠ માંઠથી પોતાનાં ઓરડામાં એખલી બેઠી હતી, અને એક કાચપર અઢેલી દરીઆવનો ઉપલો દેખાવ નીહાલતી હતી. એ વેલા પાહાદસાને જણાવીઆથી તે તેણીને તેણીનાં ઓરડામાં મલવા આવીઓ. એ ગુલાંમડી ઓરતને કાંણે પગલાંનો અવાજ પડવાથી તથા તે પગલાંનો અવાજ બીજી દાસીઓનાં કરતાં કાંઈ જુદી તહરાંનો શંભાલાયાથી તેણીએ ફરીને જોયું. તેણીને તુરત માલમ પડયું કે તે રાજા પોતે હતો, પણ તેણી તેને વીસે જાંણે ખેદકાર હોએ તેમ તેને ઉઠીને તેને માંન આપવાને બદલે તે પોતાની આગલીજ હાલતમાં બેસી રહી.

એ જોઇ ઇરાંનનો સેહેનસા દીલથી ઘણો અજબ થવા લાગો કે એ ખુબસુરત ગુલાંમડીને દુનીઆંની કશી ખબર હતી નહીં. તે એમ શમજીઓ કે તેણીની કેલવણી ઘણીજશાંકડી હદનો હતી અને પરથમથીજ તેણીને કશી રીતનાં વીવેકની તાલીમ મલી હતી નહીં. તે તેણી આગલ બારી નજડીક ગયો અને જો કે તેણીએ તેણે પરથમથીજ આવકાર દીધો હતો નહીં તોબી તેણીએ તેને પોતાની વખાંણ કરતો તથા તેને મન ભાવે તેઆં તુલીક મોબત અને માયાનો મીઠાશ ચાખતો રેહવા દીધો.

એ મોહબત બજીનાં અરશામાં પાહાદસાએ થોડોવાર ઉભો રહી પોતાની ભુખી ચશમને તેણીનાં રોશન દીદાર અને સોહાંમણી પેશાંનીનાં લેજતદાર ચારા ઉપર ચરવા દીધી. પછે તે બોલીઓ, "ઓ મોહબત ભરી નાજનીન મને બેહોશ કરનાર પરી તારૂં આવવું કેયા મુલક તરફથીછે? અરે મારી મોહબત તારા તરફ કેવાં જોરથી છુટેછે અને એ ઝહરો શદા તારા તરફ વેહેતો રેહેશે. મે આગલ ઘણી ઓરતો જોઇછે પણ તારાથી મારાપર જે પરકારની અશર થઇછે તેવી આગલ કોઇથી થઇ હતી નહીં. મે હજારો ઓરતોની ખુબશુરતી નજરે પાડીછે તથા દરરોજ પાડુંછું લેકીન એકજ ઓરતમાં તમાંમ ખુબીઓથી ભરેલી ખુબસુરતી મે કદી જોઇતી નહીં પણતે તારેથી જોઊંછું. ઓ મારી જીંદગીની જોત, હું જે મોહબત તારાપર બતાઊંછું તેનાં ઉતર તરીકે તું નથી કાંઇ બોલતી કે હું જે કાંઇ બોલુંછ તે તું શમજેછ એવું તું કોઇ ની-

શાંની કરીને પણ બતાવતી નથી, નથી તું મારા તરફ તારી કીકી ફેરવતી કે તે રોશન સેતારા શમાંન ચશમ શાથ મારી ભુખી નજર મેલવું અને તારી ખાત્રી કરૂં કે તારા કરતાં હું કોઇ બીજીને વધારે ચાહાતો નથી. આહા, આ મુજબ હજુર સુધી શાંને સારૂં તું ચુપકીડી અખત્યાર કરી રહીછે. એ તારી હાલતથી મારૂં દીલ થંડું ગાર બનાવી દેછે? મને જણાવ, ઓ મેહબુબ, કે તુંને ગમી અથવા ગંભીરતા પકડી બેશવાનું શું કારણછે. એથી મારો જીવ બેચેન થઇ રહયોછે. તું શું તારા સ્વદેસને સારૂં આવો બલાપ્રો લઇ બેઠીછ? શું તારા સગાંવાલાંની જુદાઇનો ગમ તને આવી રીતે લાગોછે? અફસોસ, શું તારા મનથી તું એવું ધારેછ કે ઇરાંન જેવા બોહોલા દેશનો સેહનસા, એ તારી નુકશાંનીનો બદલો પુરે પુરો વાલી આપવાને અશકત થશે? શું તે તને ખરાં દીલથી ચાહાતો નથી. તારી વખાંણ ગાતો નથી? અથવા શું તને તે દીલાસો દેવાને મુગો બેઠોછ?"

એ મુજબ પાહાદસા ઘણું બોલીઓ પણ તેની મોટી અજાએબી વચે એ ખુબસુરતે એક ઉતરબી વાલીઓ નહીં. પણ તોબી તેને આશા હતી. એ ખરીદીથી પાહાદસા પોતાને એટલો ભાગયસાલી શમજીઓ હતો કે તેણે વીચાર કીધો કે રફતે રફતે જેમ જેમ દીવસ જતા જસે તેમ એ ઓરત પોતાની મેલે બોલી તેને ખુશી કરસે. એવું વીચારી તેણે જરી બોહોશ કીધી નહીં અને આશા રાખી કે વધારે માયાથી તેની શાથ વરત્યાથીજ તેણીપર તે ફાવી નીકલશે. એ પછે હાંક મારી પાહાદસાહે દાસીઓને બોલાવી જમવાને સારૂં ખાંનું મંગાવીઊં. જેઆરે શુફરો તૈયાર થયો ત્યારે પાહાદસાહે તેણીને અરજ કરી ઉઠાડી. તે ઉઠી પાહાદસાહાની સાંમે બેઠી. દરેક જાતની વાંણી તેની આગલ તે મુકતો અને એ મુજબ તેણી તરફ આદરમાંનથી વરતતો હતો. જીઆં શુધી પાહાદસાહે ખાધું ત્યાં તુલીક તેણીએ પણ ખાધું, લેકીન એકવારબી તેણીએ નીચેથી ઊંચું જોયું નહી. પાહાદસા વારમવાર શવાલ કરતો હતો કે ખાવાનું તેનાં સોખ મુજબ તૈયાર કરવામાં આવેલું હતું કે નહીં, પણ કોઇ તહરાંથી ઉતર દેવાને તેણીએ ગોયા શોગંદ લીધા હતા.

એપરથી પાહાદસાહે વાત ફેરવી નાખી, અને તેને તેનું નાંમ પુછયું. જે કપડાં અને જણસ તેણીને પેહેડાવામાં આવી હતી તે તેણીને પસંદ હતી કે નહીં, તેને સારૂં આરાશતા કીધેલું બાદશાહી દીવાંનખાંણું તેને ગમતું હતું કે નહીં, દરીઆવનાં દેખાવથી તે કંતાલતી તો નહીં હતી એ વગેરે ઘણાક સવાલો તેણે પુછયા, પણ એ ઓરતે એક શબ્દુનબી તેનાં ઉતરમાં વાલીઓ નહીં. એપરથી પાહદસા ઘણો વીચારમાં પડી ગયો અને શું ઇલાજ કરવો તે તેને સુજ પડાઊં નહીં. પેહેલાં તો તેણે ધારીઊં કે તે તદન મુંગી હતી. પણ તેને વીચાર આવ્યો અને તે બોલીઓ, "પણ ત્યારે આવી ખુબસુરત, બધી રીતે શમપુરણ, અને લલચાવી નાખે એવી સોહાંમણી એને બનાવી પરવરદેગાર એકજ ખાંમી એમાં રાખે એ શું બને વારૂં? અગર કદાચ એમ હોયબી તો તેથી મારો એનીપરનો પીઆર કદી ઓછો થવાનો નથી.

જમી રેહેવા પછે પાહાદસા ઉઠયો, અને એક બાજુએ પોતાનાં હાથ ધોયા તેમજ પેલીએ ઉઠી બીજી બાજુએ ધોઇ લીધા. એ તકનો લાભ લઇ પાદસાહે જે બાંદી પોતાનાં હાથ ધોવારવા ઉભી હતી તેને પુછયું કે આવી રીતે તેણીને નહીં બોલવાનો શબબ શું હતો? એપરથી તે બોલી, "જે હાલતે તમો આગલ એ ઓરત દ-

ખાવ કરેછે તે કરતાં વધું હમો કાંઇ જોઇ કે સાંભલી શકયાં નથી. એણીને હમોએ હોઠ ઉપાડી એક શવર કાહાડતાં સાંભલી નથી. હમો તેની ચાકરી દીલોજાનથી બજાવીએ છીએ અને તેણીને કપડાં પેહેડાવામાં, બાલ હોરી શાફ કરવામાં જરાબી કશુર રાખતા નથી, તે છતાં હમે તેણીને એટલું બોલતાં નથી સાંભલી કે 'ચાલો આએ ઠીકછે,' અથવા 'મને આએ પશંદછે.' હમોએ વારમવાર પુછયું કે, 'બાનું, તમોને કાંઇ જોઇએછે? તમોને કોઇ જણસપર ભાવ થાએછ? જે જોઇએ તે વીશે કહી હમોને હોકમ કરો હમો બજાવાને તૈયાર છીએ.' પણ તે સઘલાનાં ઉતરમાં એક શખુનબી હમો તેણી કણેથી કાહાડી શકીઆ નથી, અને હમો કહી નથી શકતાં કે તેનાંમાં એટલો બધો મીજાજછે અથવા તે એટલી બધી અસાવધછે કે ખરેખર મુગીછે કે જેથી તે એક શખુનબી પાછો વાલી શકતી નથી."

એ શાંભલી પાહાદસાની અજાએબીમાં ઓર ઘણો વધારો થયો, તોપણ કદાચ એ ઓરતને ઓટી ગમગીની લાગી હશે એવું શમજી તેણીને હસાવી બોલાવી તે વીશારાવાનો તેણે ઠેરાવ કીધો. પછે દરરોજ દરબારી ઓરતો અને ઉમરાવજાદીઓની મીજલશ સમારી ત્યાં ખુશી રાંમશાની શાહરૂં કીધી, તથા જેઓ વજાડી જાંણતા હતા તેઓ પાસ શુંદર શરોદવાલા ઓજારો વજડાવતો અને જે ગાઇ તથા નાંચી જાંણતાં હતાં તેઓ પાસ શુંદર ગાયનો અને મન પશંદ નાચથી ગમત કરતો હતો. એથી સરવે ખુશી થઇ ગયાં પણ તે ઓરતજ શોકાતુર અને ગમગીન ચેહેરે બેઠેલી દીશાતી હતી, અને પોતાની નજર જમીનપરથી જરાબી ઊંચી કરતી હતી નહીં. જેથી પાહાદસા કરતાં પેલી બીજી ઓરતો ઘણીજ વીશમય પાંમી. જ્યારે મીજલશ બરખાશત થઇ ત્યારે શઉ શઉ પોતાની જગાપર જતા રહયા.

શહવારે જ્યારે પાહાદશા ઉઠયો ત્યારે તેનાં જીગરમાં એ ઓરત વીશે પીઆરનો જુશો વધારે પ્રફુલીત થયો અને તે શાબીત કરવાને તેણે ગોયા ઠેરાવજ કીધો કે બીજી ઓરતોની માયા છોડી દેઇ ફંકત તેણીનેજ વલગી રેહેવું, અને તે ઠેરાવ તેણે અમલમાં વટીક આંણયો કારણકે તેજ દીવશે તેણે પોતાની બીજી ઓરતોને બોલાવી તેમને તેમનું જરીઆંણ કપડાં ચપડાં અને જેબી તેમને ભેત તરીકે આપેલું હતું તે સવાધીન કીધું તથા બીજી દોલતની બખશેશ કરી વીંદાય કીધી અને તેમને પુરતી છુટ આપી કે તેઓએ પોતાને પશંદ પડતો ખાવીંદ કરી શુખથી રેહેવું. આટલા ભોગ છતાંબી એક આખુ વરસ તુલીક એ ઓરત એક બોલ બોલી તેને ખુશી કરી સકી નહીં; તોપણ પાહાદશા ના ઉમેદ થયો નહીં. તેણે પોતાની મેહરબાંની અને માયા, એ ખુબસુરત ઓરતપર જારી રાખી, અને દર બાંહને તે ખુશી થાએ એવા ઉપાયો કરવા લાગો, તથા પોતે તેણીપર ખરેખરી મોબત ધરાવેછ એવું દેખાડવા લાગો.

એક દીવસે રાજા તેણી જોડે બેસી તેણીનાં કાંનમાં મોબતનાં મધુર વચનો રેડતો તથા તેનાંપર પોતે કેટલો ફીદા હતો તે દેખાડતો તથા જેમ જેમ દીવસ જતા હતા તેમ તેમ તેની મોબત તેણીપર કેવા પરકારથી વધતી હતી તે જણાવી તે બોલીઓ, "મારી રાંણી, મને શમજ નથી પડતી કે તારા ભીતરમાં શુ વીચારો ચાલીઆછે. પણ જીઆં શુધી જેમ મારી ખાત્રીછે કે તું મારી કણેછે ત્યાં શુધી મારો પીઆર તારાપર સાબીતછે એમ મારી ખાતર જમાછે, અને એથી વધું મને કશું જોઇતું નથી. મારૂં રાજ અને સલતનત ઘણી બોહોલીછે તોપણ જે કીમતી ખજાંણો તુંજ

જેવી ખુબસુરત ઓરતનો ખાવીંદ થવાથી મને મલીઓછે તે આગલ મારૂં રાજ હું કુચ બીસાદમાં ગણતો નથી, અને તારી હજાર ઘણી વધારે હું સ્તુતી કરૂંછું કે જેના એક હજારમાં



ભાગે બીજી ઓરતની કદી કીધી નથી. હું એમ નથી કેવા માંગનો કે મારા સખુનોથીજ મારૂં સઘલું કેવું તુએ માંનવું, પણ તોબી મારી ખાત્રીછે કે મે સેકડો ખુબસુરત અબલાઓ જેઓ મારાં જનાંનાંનાં ગહવેરો હતી તેમને તુંજ જેવી પરકાશીત કોહેનુર હાથ લાગાથી રજા આપી મે ભોગ આપીઓછે અને તે સઘલીઓ પરની મોબત અને માયાનું તારા આકરશાણી-નખરાંનાં બીંદુમાં સમાવીઆંછે તો તેપરથીજ તારી ખાતરી થશે કે મારી તારાપર કેટલી મોબત ઉડેછે. તને ખબરછે કે, મારી સઘલી ઓરતોને એક વરશ થયું રજા આપીછે, અને એ કાંમ જો કે હજુર મારેથી વીશરાતું નથી તોબી તે કીધાથી હું કાંઈ પસતાતો નથી. પણ મારી એટલીજ આરજુંછે કે તારે મોડે એક હરફ શાંભલું અને મારા અધુરાં શુખને પુરૂ કરૂં, અને તે સાંભલી મારી ખાત્રી કરૂં કે મારી તરફની મોબતનો ખીઆલ તારા જીગરમાં છ પાએલોછે. પણ ખોદાતાલાએ તારા મુખની વાચા છીણવીજ લીધી હોય તો પછે તું બોલશે કેમ?



ઇરાંનનો સાહ અને ખુબસુરત ગોલાંમડી. (સફે ૬૬૯.)

અને અફસોસ એ મારૂં ધારવું કદાચ ખરૂં પ-ડશે. એક આખું વરશ થયું તને બોલાવાને ઘણા ઉપાયો કીધા, અને તેમાં જીઆરે હું ફાવી-ઓ નહીં તો હવે પછે તને વાચા કયાંથી આ-વશે, તે હું શમજી શકતો નથી. પણ તું મને નહીં બોલી કાં દુખ આપેછે? અરે મને બીશારત થાએછે કે તું મુંગી નથી. મુગાં આ-દમીનાં એ દરશણ હોયજ નહીં એમ મારૂં દીલ મને કેહેછે માટે ઓ પીઆરી મેહબુબ તારા કાલાવાલા કરી તને શોગંદ આપી કહુંછ કે એ ચુપકીદી ભાંજી તારી છાતી બોલી કરી એકજ શખુનની મને નવાજેશ કર કે પછે મને મારી જીંદગીની ફીકર રેહેશે નહીં, અને એ ઉમેદ વગર મરણ પાંમેલો કેહવાઇશ નહીં."

એ સઘલું એ ખુબશુરત ઓરત પો-તાનાં રાખેતા મુજબ નીચી નજર રાખી શાં-ભલીઆ કરતી હતી અને એવું દેખાડતી હતી કે તે પોતે મુગી હતી, અને કોઇ વેલા તેણીએ પોતાનું મોહોડું વતીક હશતું કીધું હતું નહીં. પણ તે હવે હસી. એ જોતાંજ પાહાદસાહાની અચરતીનો પાર રહયો નહીં અને પોતાનાં દી-લની ખુશાલી જાહેર કરી દીધી, અને હવે તેને શક રહયો નહીં કે તેણી વધુ વાર મુંગી રહી તેને તવલાવશે નહીં, અને દર પલે તેણીનાં હો-ઠમાંથી રૂપેરી અવાજનાં શખુણોની હાર છુટવાની આરજુ રાખતો અધીરો થઇ બેઠો.

પછે તે શોહાંમણી ઓરતે નીચે મુજબ બોલવું શરૂ કીધું, "સાહેબ, મારી વાત એટલી અજાએબછે કે જો એકવાર મેં બોલવાનું ઠેરવીઊં તો એ મારી સઘલી કેફીઅતનું મંડાંણ કયાંથી કરવું તે મને શમજ પડી શકતી નથી. પણ એ સ-ઘલાં પેહેલાં મારી તમોને જણાવાની ફરજ એ-છેકે તમો નામદારે જે જે નવાજેશો, મોબતી બજાવણો અને મેહેરબાનીની અરપણ કરીછે તે સારૂં હું તમારો બેહદ ઉપકાર માંનુંછું, અને ખોદાતાલાની એટલીજ પરારથનાં કરૂંછ કે તે સાહેબ તમારા મુદદ્દઆની નેમ ઊંધી વાલી ત-મારી જીંદગી બચાવે, અને તેની દરાજી શાથ તમોને આબાદ અને શુખી રાખે. ખચીત જે મોબતથી તમો મારીપર ભમતા રહયાછો તે મોબત કબુલ રાખી તમારી તરશ છીપાવાને મારા તરફની મોબતનું મીઠું મધ તમો શાથ ચાખવાને હું રાજીછું, એટલું હું ચાહુંછું."

એ સાંભલી પાહાદસાની ખુશાલીનો પાર કયાં હોય? તે એકદમ ઉઠી તેણીને વલગી પડયો અને તેણીનાં મોહો શાંમું જોઇ તે બોલીઓ, "ઓ મારી ચશમનાં રોશન ચેરાગ, શું આ કરતાં મને વધારે ખુશાલી અને મોજ કદી મલી શકતે? તુંએ મને જણાવીઊં કે તું મારાપર મોબત રાખેછે તો પછે આ દુનીઆમાં મારા શુખને શંપુરણ કરવાને હવે બાકી શું રહ્યું? ખચીત હું ઘણો ખુશાલ થઇ ગયોછું."

તેણીને ત્યાંજ મુકી પાહાદસા બાહાર ચાલી ગયો, પણ એવું દેખાડીઊં કે તે તુરત પાછો ફરશે. તેણીને છોડી તેણે પોતાનાં ખીદ-મતગારો પાસ વજીરને તેડાવી મંગાવીઓ અને તેને ખાશ હોકમ કીધો કે ગરીબાઇને શારૂં પો-કાર મારતાં અશો લોકોને એક હજાર શુનેરી શીકાની ખેરાત કરવી, તથા શાંણી બોલી તે શારૂં કીરતારનો પાડ માંનવાને શારૂં તમાંમ દ-વાખાંણામાં અને ગરીબોમાં નાંણાંની બખશેશો વેહેચવી. એ હોકમ તુરત અમલમાં આંણવામાં આવીઓ.

તે પાછો પેલી ખુબશુરત ગુલાંમડી આગલ આવીઓ અને તેણીને કેવા લાગો, "બાંનું માફ કરજે કે હું તને એકદમ છોડી જતો રહયો કાંએકે તેમ કરવાને તુંજ પોત્તે કારણ હતી. પણ હવે મને આશાછે કે તું તારી વાત લંમ-

બાવી મને ઘણી અગતની બીનાથી વાકેફ કરશે. આ મારી સોબતનાં મીઠાશ મને જણાવ કે આટલું શુધી ચુપકીડી અખતીઆર કરવાને તને એવું શું મોટું કારણ પડયું, અને મને મોટી અજાએબી લાગેછ કે તું પોતે બોલી નહીં તેથી તો મે સઘલું ચલાવી દીધું પણ તને એક વરસની મુદત કરતાં વધુ વખત વેર ચુપકીડું બેસી રેહેતાં શોહાવાયું કેમ ! તેથી મને એવું જણાએછ કે એમ કરવાનું કારણ તારી કણે ઘણું મોતેબર હોવું જોઇએ."

એનાં જવાબમાં તે ઓરત બોલી, "ઇરાનનાં સેહનસાહાની જાંણવાની ઇછા પુરી પાડવા સારૂં તે નાંમદારે સમજવું જોઇએ કે, અગર હું ગુલાંમી ઓલાદનીછું, ઇઆ નહીં પણ મારા દુર દરાજ મુલક જયાં ફરીથી જવાની મને મુદલ આશા રહી નથી, ત્યાંથી મારાં ભાઇ ભાડું, મા બેન, સગાં વાહાલાં અને સ્નેહીઓની પ્રીતી અને માયા વચેથી છુટી, આવા અજાંણા મુલકમાં દલગીરી અને નાસીપાસીનાં બોજા શહીત આવી પડીછું, તે કારણ શું આવી રીતી પકડવાને મારે સારૂં પુરતું નથી. જેમ માબાપ ઉપર ખુદરતી ચાહા ઉડેછે તેમજ આપણા સ્વદેશ તરફ આપણો પ્યાર શદા બલતો રેહેછે, અને જે છુટાપણાનો લાભ અને ખુબી શમજેછે તેઓ કણેથી છીણવી લીધેલું છુટાપણું શું મને થોડું દુખ ભરેલુંછે. ખચીત આપણું શરીર એક બારગી છુટાપણું ખોહી દઇ શકે, પણ મરજી તે કદી ભુલેજ નહીં. તે તો સદા સવતંત્ર રેહેછ અને કોઇની સતા અને જોર આગલ બંધાઇ શકતી નથી. જે મુજબ તમો નાંમદારે મારા બાબમાં જોયું, અને મને મોટી અજાએબી એજ લાગેછ કે જે મગજનાં છુટાપણાંથી ઘણાંક કંગાલો પોતાનાંપરની ગુલાંમી બેડી કાહાડી નાંખવાનાં હેતુંથી જે હજારો રસતે પોતાનો જીવ ખોહી દછે તેવો રસતો મે લીધો નથી."

"બાંનુ", ઇરાંની સેહનશા બોલીઓ, "તારી સઘલી વાત મારા ધીઆંનમાં ઉતરેછે. પણ હમણા તુલીક મારા મનમાં એજ વીચાર હતો કે એક ગમે એવી ખુબશુરત અને સમજદાર ઓરત પોતાને એક પાહાદસાની રખેવાલી હેઠલ આવેલી જોયછે તો તે સોભાથી તે પોતાને સરવે વાતે શુખી શમજેછે."

"પણ નાંમદાર સાહેબ તે પાહાદસા ગમે એવો બલવંત અને એક બારગી જુલમી હોય તોબી તેની સતા અથવા જુલમ એક આદમીની મરજી કદી જીતી શકતો નથી. વલી તમે એક ગોલાંમડીની ખુબસુરતીથી એક પાહાદસાહા તેનાં પર મોહીત પડે અને અરસપરસ પીઆર બતાવે એમ બોલોછો તો બેશક તેવી ઓરત જેની સોબતમાં પડે તેનાં કરતાં બુનીઆદ અને તોખમમાં ઘણે દરજે નીચી હોય તો તેણીને પોતાને ઊંચે દરજે ચહડેલી જોઇ પોતાને શુખી ગણવાને પુરતું કારણછે અને હયાં હું તમારા મતને મલતી થાઊંછું. પણ તે છતાંબી હું પુછુંછ કે તે ગુલાંમડી પોતે વીચારે કે તેણીને જુલમથી પોતાનાં દેશ, માત પીતા, ભાઇ બેહેનો અને કદાંચ પોતાનાં ખાવીંદથી વીયોગી પાડી એક દુર દરાજ દેશમાં લાવી નાંખીછ તો પછે તેને ઉપલું શુખ કેમ પશંદ હોય ! વલી હું કહું કે જીઆરે તે ઓરત જે રાજા અથવા સેહનસાહે ખરીદી હોય, અને તેનું તોખમ પણ પોતાનાં સેહેનશાહી ખરીદનારનાં જેવુંજ બુલંડ મરતબાનું હોય તો તમો નાંમદાર પોતેજ વીચાર કરો કે તેણીનાં દીલમાં પોતાનાંપર પડેલી જફાપર કેવો ગમ છુટવો જોઇએ. તે પોતાને કેટલી કંગાલ, નાચાર, અને તમાંમ શુખથી નીરાલી થયલી શમજે, અને તે પોતાને કેટલી હદની નાંઉમેદી તુલીક લઇ જઇ શકે."

એ શાંભલી પાહાદસા ઘણો અજબ થયો

અને અચરતી શાથ પુછવા લાગો, "બાંનું, શું ત્યારે હુ એમ માંનું કે તું પોતેબી એક પાહાદશાહી કુતંબની ઓરતછે, કારણ કે તારા બોલવાનો અવાજ શાર હું કાડું છું, માટે તારા ભરમથી મને વધારેવાર અધીરાઇમાં રેહેવા નાં દે. મને જણાવ કે તુંજ જેવી બેહદ ખુબશુરત અને શોહાંમણી ઓરતને જનમ આપનાર કોણ ભાયગવન માબાપછે, તારા ભાઇ ભાડું અને બેહન શગાં વગેરે કોણછે. તે સઘલાં પેહેલાં તારૂં નાંમ શું છે ?"

તે પરીચેહર ઓરતે જવાબ દીધો, "સાહેબ મારૂં નાંમ દરીઆવની *ગુલનાર કરીનેછે. મારો પીતા જે હાલ જીનત ગુજીન થયોછે તે દરીઆઇ મુલકનો એક બલવંત અને સતાદાર પાહાદસાહા થઇ ગયોછે, તે મરણ પાંમીઆછે, તેનું રાજ મારા એક ભાઇ †શાલે કરીછે તેને હસતક આવીઉ જે તે મારી માતાની સાથ ચલાવવા લાગો. મારી માતા પણ એક પરખ્યાત દરીઆઇ સેહનસાહાની પુત્રી થાયછે. હમે ઘણોક વખત શુધી હમારા રાજમાં શુખ અને આબાદીથી રહયાં. પણ થોડા વરસ પછે હમારી પડોશનાં એક રાજાને હમારી સારી સ્થીતીની અદેખાઇ લાગી તેથી એક મોટી ફોજ લાવી તેણે અમારા મુલકપર હલલો કીધો અને અમારાં પાયતખત સેહર શુધી ધસી આવી અમારાં તમાંમ રાજનો ધણી થઇ બેઠો. એ મામલો જોઇ અમે કેટલાંક વીસવાશુ મીત્રો અને નોકરો જેઓએ અમોને છેલી ઘડી સુધી છોડીઆં નહીં તેમની સાથ, એક નહીં પારખી સકાએ અને નહીં જવાઇ શકાએ એવી જગામાં આશરો લીધો.

"એમાં બેઠા બેઠા મારો ભાઇ પેલા પીઢારાને હાંકી કાહાડવાને તજવીજ કરયા વગર બેઠો નહીં. એક દીવસે તેણે મને પોતાનાં ઓરડામાં તેડી કહ્યું, 'બેહન એક નાંનું પરાકરમ હાથ ધરતાં પાછલ શું બનાવ મોટા બનેછે તે સદા શકમાં રહેલું હોયછે. મારે પોતાને વાસતે કહુંછ કે મારી તજવીજમાં હું કદાચ નીશફલબી થાઉ તો તેથી મને પોતાને લાગેલી નામોશીથી જરાજું લાગવાનું નથી. પણ તારે કીજે મારો જીવ શદા ચીંતામાં રેહેછે. એ સઘલાં અણદીઠ ભયમાંથી દુર રાખવાને મારી ખુશી એવીછે કે તું પરણી જાએ, લેકીન આપણી હાલની કમતાલે હાલતપરથી તારો હાથ કોઇ દરીઆઇ સાહાઝાદો ધરે એવું લાગતું નથી. મારો એવો વીચાર પુગેછ કે તું તારાં લગન કોઇ જમીનપરનાં સેહનશાઝાદા શાથ કરે તો ખુબ બેહતર થાય. એ કાંમ આરંભવાને અને પાર પાડવાને મારાથી બનતી મેહનત અને તજવીજ હું કરીશ, અને મારી પુર ખાત્રીછે કે જેબી સાહાઝાડો તને જોસે તે તારી ખુબસુરતી જોઇ તને પોતાની બાયડી કરવાને મગરૂરી શમજશે.'

"એ સાંભલીને મારો તો જુશો ઉશકેરાઈ આવીઓ, તેથી મે મારા ભાઇને કહયું, 'બીરાદર તમો જાંણોછ કે તમારી તેમજ મારી ઓલાદ દરીઆઈ પાહાદસા અને રાંણીથીછે અને તેમાં કોઇ વેલાએબી જમીનપરનાં સેહનશાનું તતવ ભેલાયલું નથી, માટે તેવાં લગન નહીં કરવાને મે તો શોગંદ ખાધાછે. આપણી હાલત હમનાં બરગશતે થઇછે તો શું થયું, પણ હું મારો ઠેડાવ કદી પાછો ફેરવવાની નથી. અગરજો તમારી તજવીજમાં તમે નીશફલ થઇ મારયા જશો તો હું તમારી પુઠે મારો પ્રાંણ આપવાને તૈયાર થઇશ, પણ તમારેથી મે નહી ધારેલી બીનાં શમજી તે મુજબ અમલ તો કદી કરીશ નહીં.'

* ગુલનારનો અરથ દાધમનું ફુલ કરી થાયછે.

† એનો અરથ "નેક" "વાજબી" "સાચુ" એવો થાયછે.

"પણ મારો ભાઇ જે મને પરણેલી જોવાને ઘણો આતુર હતો તેણે મને શમજાવી કે કોઇબી પરકારે જમીનપર રાજ ચલાવતા સેહનશાઓ દરીઆઇ હકુમતવાલાઓ કરતાં ઓછા નથી. એ પરથી મને વધારે જુશો ચહડયો જેથી મારા ભાઇએ મને ઘણા કડવા શબ્દો કહયા. એ મુજબ હમો વચે તડાતડી થઇ ગઇ. અલબતાં મને ઘણુંજ લાગી આવીઊં. તે મને નાખુશ કરીને તેમજ પોતે નાખુશ થઇને જતો રહયો. મારા ગુશાથી મને એવી ઝાંજ ચહડી કે પતાલનાં તલીઆંપરથી એક છલંગ મારી હું ચંદ્રનાં ટાપુની શપાતીપર ગઇ. જો કે હું નાંશીપાસ અને નાખુશ થઇ ગઇ હતી તોબી એ ટાપુમાં શુખ ચેનથી એકાંતવાસ કરી રહી. પણ મારી ઘણીક સાવચેતી છતાં એક દીવસે એક કુલવંત શખ્સ પોતાનાં નફરો શાથ હું ઊંગેલી હતી તે વેલા આવી પુગયો અને મને પોતાને ઘર ઊંચકી લઇ ગયો. તે પોતાથી બની એટલી મોબત મારા તરફ બતાવા લાગો અને હું મારો પ્યાર તેને આપું તે શારૂં મારે ઠકી કાંઇ કરવું બાકી રાખ્યું નહીં. જીઆરે તેણે જોયું કે તે એવી રીતે ફતેહ પાંમતો નથી ત્યારે તેણે જબરીથી મને ઠેકાંણે લાવવાનો ઠેડાવ કીધો. પણ મે તુરત તેની બેહાઇ સારૂં તેને પસતાવો કરાવ્યો. અંતે તેણે ગુલાંમડી તરીકે મને વેચી દેવાનો વીચાર કીધો અને તે મુજબ જે સોદાગરે મને તમોને વેચી તેને મારૂં દાંમ લઇ મને આપી. તે સોદાગર ઘણો દાહાપણવાલો, શલુખવાંન અને દયાલું આદમી માલમ પડયો, અને આખી મુસાફરીમાં મને કોઇ રીતનું ફરીઆદ કરવા જેવું તેને કારણ આપીઊં નહીં.

"હવે તમો નાંમદારે જે માંરા તરફ મોહોબત અને પ્યાર બતાવ્યો તથા આદરમાંન આપી મને શરફરાજ કીધી, (જેને સારૂં હું તમારો મોટો ઉપકાર માંનું છું), તેમ જો નહીં કીધું હતે તથા મારેથી ના પાડી નહીં શકાએ એવી શંગીન દીલોજાંની અને મોહબત બતાવો નહીં હતે તથા જનાંનાંમાંની સરવે બીજી બીબીઓને રખશુદગી નહીં આપી હતે તો હું તમોને ખોલું જણાઊંછ કે તમારા મેહેલમાં હું ઝાઝોવાર કદી રેહેત નહીં. પણ જે બારી આગલ હું બેઠી હતી ત્યાંથી તમો જીઆરે પેહેલાં આવી મને બોલાવા લાગા તે વેલાજ દરીઆવમાં ભુશકો મારી મારા ભાઇ અને મા તથા સગાં વાહાલાંની ખોલમાં નીકલતે. વળી તમે તમારી મેરબાંનગી આજ તુલીક જારી નહીં રાખી હતે તો ખચીત કોઇ વેલાબી એમ કરવાને હું ચુકતે નહીં." એ મુજબ સાહાઝાડી ગુલનારે પોતાની ખરી ઓલખથી પાહાડસાને વાકેફ કીધો અને પોતાની વાતની ખતંમગી આંણી.

એ પછે પાહાદસા ખુશાલીનો ઝમકાત બતાવી બોલ્યો, "ઓ મારી પુજા કરવા સમાંન વાહાલી સાહાઝાડી મારે કાંણે હેવી નહીં ધારેલી અજાએબી પડીછે, અને એ આશચરીઅકારક બાબદોપરથી હજારો શવાલો મારા મગજમાં કેવા જનમ પાંમેછે. પણ એ પેહેલાં જે ધીરજ અને શંતોસથી તુંએ મારી મોબત કેવી ખરી હતી તેનો અનુભવ લીધો તે સારૂં તારો ઉપકાર માનુંછું. તારાપર મેં મારો જીવ જે કુરબાંન કીધોછે તેથી વધારે હદે લઇ જવાની તાકાત મારામાં હું હવે વીચારી શકતો નથી. પણ જીઆરે મારાં જાંણવામાં આવીઉછે કે તું પણ એક બુલંડ તોખમની સાહાઝાડીછે ત્યારે મારા તે પીઆરમાં મને કેહેવી બેહોલી ખુશાલી જમાવ થઇછે. તેનું વરણન કેમ આપું. શું તને હવે હજીર એક સાહાઝાડીનાં નાંમથી બોલાઊં? નહીં તું હવે મારી ખાશ રાંણીના રૂડા નાંમથી શરફરાજ થઇછે. તું ઇરાંની મુલકને તાબેનાં સરવે પ્રાંતો

અને નાંમોની રાંણી કેહવાઇછે ; અને એજ નાં-
મથી મારા રાજનાં ખુણે ખુણામાં ઢંઢેરો પીટાવી
તને જાહેર પાડીશ. આવતી કાલે મારાં પાએ-
તખત સેહેરમાં ધુમધાંમ અને ભારે ઠાઠમાઠથી
એ કીરીઆ કરાવોશ કે જેવી ધાંમધુમ
આગલ કોઇએ કદી જોઇ નહીં હશે ? એપરથી
ખુલું જાહેર થશે કે તું મારી હકદાર ઓરત
અને બાયડી થઇછે. મારી ભુલ તુંએ આગમ-
ચથી ભાંજી હતે તો એ એલકાબ તને આજ
કેટલા વખતનો મલીઓ હતે. જીઆરથી
પેહેલી નજર મારી તારા શુંદર ચેહરાપર
પડી ત્યારથીજ મારામાં મોબતો આગ એકદમ
સલગી ઉઠી અને એવોજ ઠેરાવ થયો કે તુંજપર
મારો પ્યાર શદા કાએમ રાખવો અને બીજા
કોઇપર બતાવવો નહીં.

"પણ મારી વધારે ખાત્રી કરવાને તથા જે મ-
રતબો અને માંન તને લાયકછે તે મારી કણેથી
મેલવવા કીજે, આ બાંનું દરીઆઇ લોક અને
તેમનાં રાજકારભાર વીશે મને વધારે માહીતગાર
કર કે જેઓથી હું તદન અંજાંણોછું. મારે કાંણે
તેઓ વીશે વારંવાર ઘણી અજાએબ તહરાંની
વારતાઓ શાંભલાઇછે પણ તે સઘલી કાંહાંણી
કથા જેવી ગણી મે વધારે લક્ષ તેપર આપીઊં
નહીં હતું. જીઆરે તારે મોડેથી તેવીજ
વાનો શાંભલાઇ તો પછે તેની સચાઇ વીશે હવે
મને શક શાંનો જોઇએ, કારણ કે તું નાંજનીન
પોતેજ તેઓમાંની એક હોવાથી મને બીજી વધું
શાબેતાની ગરજ નથી. દરઆઇ લોકમાંની
તું હોવા છતાં તુંએ મારી ઓરત થવાની મરજી
બતાવી એ તારી મારાપર થોડી મેરબાંણી થઇ
નથી, અને એનાં જેવી આબરૂં થોડી મગરૂરી
પેદા કરનારી નથી. પણ મને એક બાબદ વીશે
ઘણો ગુચવારો લાગેછે, માટે મારી આરજુંછે કે
તું તેનો મેરબાંણી કરી ખુલાસો કર. મને
શમજ નથી પડતી કે તમો લોક દરીઆવનાં
ભીતરમાં ચાલ હાલ કેમ કરી શકોછો, તથા તમે
ડુબી કેમ જતાં નથી. અલબતાં અમારા લોકમાં
એવા થોડાકછે કે જેઓ દરીઆઇ ભીતરમાં રેહ-
વાનો હુનર જાંણેછે, પણ તોબી તેઓ જો થોડા
વખતમાં બાહાર નહીં આવે તો જરૂર ડુબી
જાએછે."

એનાં જવાબમાં તે નાંજનીન બોલી, "સાહેબ,
બા ખુશીથી હું ઇરાંની શેહનસાની આરજુ પુરી
પાડીશ. જે મુજબ તમે જમીનપર ચાલ હાલ
કરોછો તેવી સેહલાઇ અને અડચન વગર હમો
દરીઆવમાં ફરહર કરીએ છીએ. જેમ તમે
જમીનપર રહી ખુલી હવાનો દમ લઇ શકોછો
તેજ મુજબ હમો પાંણીમાં હોવા છતાં લઇ શ-
કીએ છીએ. મને ગુગલાઇ જઇ મરી જવાને
જેમ હવા તમારી જીંદગીને સારૂં અગતનીછે તેમ
અમોને તેછે, પણ બીજું મોટું અજાએબ જેવું
તો એછે કે અમારાં કપડાં જરાબી ભીનાંતાં નથી.
અને એથીજ કરી જીઆરે અમો જમીનપર દ-
ખાવ આપીએ ત્યારે અમોને અમારાં કપડાં શુ-
કવવાની જરૂર પડતા નથી. અને જે ભાશામાં
દાઉદનાં દીકરા મોટા પેગાંમબર શુલેમાંનની મો-
હોરપર જે લેખ કોતરેલોછે તેજ અમારી ભાશાછે.

"વલી તમોને જણાવાને ભુલી જવું નહીં
જોઇએ કે આશપાસ પરગત જોવાને પાંણી કો-
ઇબી રીતે અમોને અડચન કરતું નથી, કારણ કે
પાંણીમાં ડુબેલાં હોવા છતાં અમે અમારી નજર હું-
ગાડી આસપાસ વગર અડચણે જોઇ શકીએ
છીએ. અમારી ચશમ ઘણી તીક્ષણ
હોયછે તેથી જમીનપરની કાની એક ચીજ
પ્રગત ઓલખી શકીયે છીએ. અમારામાં
પણ રાત અને દીવસ અનુક્રમે આવી જાયછે.
અંદરની ખુશ રોશની અમે ભોગવીએ છીએ,
અને બીજા ગ્રહો અને તારાઓનો ચકચકાત અ-

મારી નજરે પડેછે. વળી મે જલ આદમીઓનાં રાજ વીશે ઇશારો કીધો. તમો જાંણોછો કે દુનીઆંમાં પૃથવી કરતાં જલનો ભાગ ઘણો બોહોળોછે તેમજ ત્યાં રાજયો ઘણા અને મોટા વીશતારનાં હોયછે. તે રાજયોનાં પ્રાંતો કરવામાં આવેલાછે, અને દરેક પ્રાંતમા મોટા મોટા શેહેરો સંગેમરમરનાં પથરાનાં બાંધેલાંછે, કેટલાંકો તમાંમ બીલોરકાંમ, જેની દરીઆમાં કાંઇ ખુટ નથી, તેનાં બાંધેલાંછે, કોઇમાં તમાંમ પરવાલું અને ઉમદા શીપ કાંમમાં લીધેલીછે. ત્યાં શનુ રૂપું અને હીરા મોટીની તો કશી ગણત્રીજ નથી, અને જમીન કરતાં ત્યાં પુશકલ મલેછે. એક શાર-



વચોવચમાં એક તખત ગોઠવેલું હોએછે જેપર પાહાદશાહા બેસેછે. (સફે ૬૭૭.)

બાંધેલાંછે જેમાં મોટી વસતી હોયછે. તુકમાં જેમ જમીનપર પચરશી જાત, ધરમ, વેહેવાર અને રીતભાંતનાં લોક વશેછે તેમ ત્યાં પણછે.

"રાજા રાંણીઓનાં મેહેલોનો ભપકો અને ઠાઠ માઠ બે ઘડી જોયાજ કરીએ એવો હોયછે. કેટલાંકો તમાંમ જુદી જુદી જાતનાં રંગબેરંગી વેથી મોટાં મોતીની કીમત તમે ઘણી ભારી ગણોછો તેવાં મોતી અમારે મનશે કુચ બીશાદમાં નથી, અને તે કરતાં મોટા મોટી તો ગરીબ રલીખાંનારાં લોકોજ પેહેડેછે, બાકી શ્રીમંત લોકો તો તે તરફ જોતાં પણ નથી.

અમોને ગમે ત્યાં જવા આવવાને ખુદરતી શા-

કતી અને ઝડપ એટલી બધી છે કે ગાહી ઘો-
ડાની કશી જરૂર રેહતી નથી. ખરી વાતછે કે
અમારા રાજાઓને ત્યાં દરીઆઇ ઘોડાઓનાં મોટા
મોટા તબીલાઓ ભરેલાછે, પણ જાહેર તેહવાર
અને કાંમકાજ શીવાએ તે વાપડવામાં આવતા
નથી. કેટલાકો પોતાનાં કેલવેલા દરીઆઇ ઘોડા-
પર સવારી કરી મોજ મારેછે અને સરતમાં દોડાવી
પોતાની કલા જાહેર કરેછે. વલી તેમ સીપ
અને કચકરાની શુંદર રંગીન તદન ખોલ્લી ગા-
ડીઓની વચોવચમાં એક તખત ગોઠવી પાહાદસાહા
ખુલો બેસેછે કે દરેક રૈયતની નજરે પોતે પડે.
ઘોડા એવા કેલવી રાખેલા હોએછે કે તેમને હાં-
કવાને કોઇ આદમીની જરૂર પડતી નથી. પણ
તેઓ પોતેજ ગાડી ઘસડી જાએછે. દરીઆઇ
ભીતરનાં શેહરોમાં એવી એવી હજારો નીઆંમતો
અને જીનશો ભરેલીછેકે તે વીશે હું તમોને કોઇ
બીજી જોગવાઇએ કહીશ, પણ તમો નાંમદારનો જો
હોકમ હોએતો હું મારા માએ અને પીત્રાઇઓને
બોલાવી તમારો મેલાપ કરૂં તથા મારો ભાઇ જે
રાજાછે તેની શાથ પડેલા મારા વીયોગને તોડી
તેની શાથ પાછી શહલા કરવાની તક હાથ ધરૂં.
જીઆરે એ સઘલાંઓ જાંણશે કે ઇરાંન
જેવા મુલકનાં પાહાદશાહાની હું રાંણી થઇછું
ત્યારે તેઓ ઘણા ખુશી થશે. તમો નાંમદારને
હું અરજ ગુજારૂંછ કે તેમને તેડવાની મને રજા
આપો કારણ મારી ખાત્રીછે કે તમોને મલી માંન
આપવાને તેઓ ઘણા ખુશી થશે, તેમજ મને
ભરોશોછે કે તેમને જોઇ તમો નામદાર પણ ઘણા
મગન રેહેશો."

"બાંનુ" ઇરાંની સાહા બોલીઓ "આ મેહલ
અને મુલકની તું ધણીઆંની થઇછે માટે જેબી
તને ભાવે તે કરવાને તને તદન છુટછે. તેમને
તેમની લાએકાત અને આબરૂં મુજબ મલવાને
હું મારી બનતી તજવીજ કરીશ. પણ મને શ-
મજ નથી પડતી કે તું શી રવેશે તેમને
બોલાવી શકશે, અને જીઆરે આવી પુગશે ત્યારે
તેમને માંન મલે તેવી તૈયારી હું કેવી તહરાંથી
કરી શકીશ."

તે બોલી, "નામદાર ખાવીંદ, એ સઘલી કી-
રીઆની કશી જરૂર નથી. તેઓ હયાં એક
પલમાં હાજર થઇ શકશે, અને તમો નાંમદાર
જો આ પાસેનાં ઓરડામાં બેસી એક જીની ફાત-
માથી જોસો તો તેઓ કેવી રીતે આવી પુગેછે
તેનો ખ્યાલ તમોને આવશે."

જીઆરે રાજા અંદર બેઠો કે રાંણી ગુલનારે
એક બાંદીને બોલાવી તેની શાડે ધુપદાંણીમાં
આતસ મંગાવીઓ. તે પોતાની આગલ
મુકાવી તેણીને રખસુદ આપી, બારણું બંધ
કરી પોતે એખલી રહી. પોતાનાં ગજવા-
માંથી એલીઆનો એક નાંનો તુકડો કાહાડી તે
આતસ ઉપર મુકયો, અને ધુવો નીકલીઓ કે
પોતે કાંઇ મંતર ભાણી જેનો અરથ રાજા શમજી
શકયો નહીં. તે શબદો પુરા થયા કે દરીઆવમાં
તોફાંન થઇ આવીઊં, એ તોફાંન પાહાદશા બારી
વાતે જોતો હતો.

એ પછે દરીઆવમાં એક બાજુએથી તમાંમ
પાંણી ખીશી ગયાં અને તેમાંથી એક ઊંચો
શોહાંમણો મરદ બાહાર નીકલીઓ, તેનાં ચેહ-
રાપર બાલનાં થેબીઆ દીસતા હતા. ત્યાર પછે
એક પાહાદશાઇ તોખમની ઓરત પાંચ
બીજી ઓરતો સાથ બાહાર આવી. એ પાંચ
ઓરતોની ખુબશુરતી ગુલનાર કરતાં કોઇ પરકારે
કમી હતી નહીં.

ગુલનાર તુરત બારી આગલ આવીને પોતાના
ભાઇ, મા અને બીજાં સગાંઓને આવતાં જોવા
લાગી અને તેઓ દરીઆની સપાતીપરથી આંખ
વીચતાંમાં બારી વાતે ઓરડામાં દાખલ
થયાં અને ગુલનારનો ભાઇ રાજા સાલે, તેની

મા બુધી રાંણી, અને બીજાં સગાંઓ રાંણી ગુલનારને માયાથી વલગી પડયાં. એ વેલાએ તરંદની આંખમાં આંજું જમાવ થઇ રહયાં હતાં.

ગુલનારે તેમને લાએકનું આદરમાંન આપી બેસાડયા પછે તેણીની મા નીચે મુજબ બોલી, "બેતી આજ ઘણે લાંમબે વખતે તને પાછી મ. લવાથી મારી ખુશાલીનો પાર રહયો નથી, અને મને ભરોશોછે તેવીજ ખુશીથી તારા ભાઇ તથા બીજાં સગાંઓને કાંઇ થોડો હરખ ઉપજીઓ નહીં હશે. અમોને બેખબર રાખી તારે નીકલી આવવાથી અમોને ઘણા બેચેન અને વીમાશ- નમાં નાંખીઆ હતાં, અને તારે કીજેઅમે રડી રડીને કેવા દીવસ ગુજારીઆ તેનું વરણન શુ. આપું. આવો ઠેડાવ કરવાને તને શું કારણ મ- લીઊ તે અમો શમજી શકયાં નહીં પણ તાહારા ભાઇએ તમો વચ્ચે જે વાત ચીત થઇ તે જીઆરે અમો આગલ કીધી ત્યારે અમોને કાંઇબી ખબર પડી. લેકીન તારા ભાઇએ જે ખુલાશો તારી આગલ કીધો તે તેને તે વેલા ઘણો વાજબી લાગો. તું સારે ઠેકાંણે પડે, અને તેમ થવાથી આપણાં કુતંબમાં આવી પડેલી બતંગી દુર થાએ. પણ એ છતાંબી જીઆરે તેનાં વીચાર મુજબ ચાલવાની તારી મરજી નહીં હતી તો તારે એટલું બધું ઘભરાવાનું કારણ નહીં હતું, અને તુંને હું બોલું કરી કહુંછ કે તું તારા ભાઇની ખરી મતલબ નહીં શમજતાં ઉલતોજ અરથ સમજી. પણ એ વીશે વધું બો- લી આગલી દલગીરી અને આંજું નવેશરથી તાજાં કરવામાં કસો ફાયદો નથી, તેથી એ સદાનાં અજાંણપણાનાં ગારમાં દાતી દજીએ. હવે તારો પોતાનો હેવાલ શુંછે તેથી અમોને વાકેફ કર. જે દીવસથી તું અમારેથી જુદી પડી તે આજની ઘડી શુધી તારાપર શું શું બ- નાવો ગુજરીઆ તે વીશે અમોને ખુલાશો કર અને તે પેહેલાં અમોને જણાવ કે તું પરણીછે કે નહીં."

રાંણી ગુલનાર એકદમ ઉઠીને પોતાની બુધી માનાં પગપર માંથું મુકી અને હાથપર બોકી દેવા લાગી. પછે તે બોલી, "મેહરબાંન માતાજી, હું કબુલ કરૂંછ કે મારો એક વાંક થયોછે પણ તમોએ તમારા મોતા અને સદાનાં માયાલું દીલથી તે ગુનો દરગુજર કીધોછે તેથી તમારૂં મારાપર મોટું હેસાંન થયુંછે. તમારા હોકમથી હું જે બીનાં તમો આગલ પરગત કરવા માંગુંછું તેથી તમારી ખાત્રી થશે કે કેટલાક કાંમો વીશે આપણામાં ધીકાર હોયછે તે વારે ઘડીએ પોકલ અને ઠાલી હોયછે. એ હું મારા પોતાનાં અનુભવપરથી ક- હુંછું કારણ કે જે બાબદને હું પોતે ધીકારતી હતી તેજ બાબદમાં મારાં કીસમતે મને લાવી નાખીછે." એ પછે તેણીએ પોતાનો દરીઆઇ મેહલ છો- ડીઆ પછે શું શું નીપજીઊં હતું તે સઘલું વરણવી કહયું અને જીઆરે તેણીએ કહ્યું કે તેણીને ઇરાંણી સેહનસાહની દરબારમાં વેચી હતી કે જેના મેહલમાં હાલ તે હતી ત્યારે તેનો ભાઇ બોલીઓ, "બેહેન એ સઘલી આફતો તને નાહક ખમવી પડીછે, લેકીન એ સઘલું ઉપજાવનાર તું પોતેજછે; હવે તને સ- વતંતર થવાને કશી હરખત નથી, અને આવા લાંમબા વખત શુધી તું ગુલાંમગીરીમાં રહી તેજ તારી ધીરજને ધનછે. માટે ઉઠ અને મારા રા- જમાં પાછી અમારી સાથ આવ, એ રાજ મે પાછું જીતી લીધુંછે, અને મારા મગરૂર મીજાજી મુદઇને શીકશત આપીછે."

ઇરાંનીશાહા એ સઘલી વાત બેસીને સાંભલતો હતો. તેને કાંને ઉપલા શબ્દુનો પડયા કે તે અધીરો બની ગયો કે રખેને ગુલનાર ચાલી જાએ, કારણ કે તે મનસે બોલીઓ, "અરે જો મારી ગુલનાર પોતાનાં બીરાદરનું સમજી તેની મરજી

મુજબ મને મુકી જતી રેહેશે તો મારી હૈયાતી ની સલાંમતી હું તુકી થયલી શમજીશ, તેણી વગર જીવવુંજ મને મુશકેલ થઇ પડશે." પણ રાંણી ગુલનારનાં નીચલા જવાબપરથી તેની તમાંમ ધાસતી ઝટ દુર થઇ ગઇ.

તે બોલી, "બીરાદર તમો મારાપર કેહેવી માયા અને દીલ રાખોછો તેનો નવો પુરાવો તમારા ઉપલાં વચનથી મને મલેછે. તમોએ મને કોઇ જમીનપરનાં પાહાદસાહા શાથ નેકા કરવાને સુચણા કરી હતી તે હું તુછકારી શકતી નથી, કારણ મે પુરૂથવીપરનાં એક બલવાંન સેહનસાહા જોડે સાતું કીધુંછે તે સાતું તોડવાની તમારી સુચણા ખચીત મને કરોધમાંન કરેછે. જે સાટું અમો વચે થયુંછે તે એક ગુલાંમને તેનાં શેઠ વચે જે શરતોથી થાએ તેવું નથી; મને ખરીદતાં જે દશ હજાર સુનેરી શીકા તેને આપવા પડયાછ તે પાછા આપવામાં બીસાદ નથી. પણ હું જે વાત કરૂંછું તે એક ખાવીંદ અને ઓરતની શગઇનાં ગાંઠની વાત કરૂંછું તથા જણાઊંછ કે તે ખાવીંદ વીશે તેની ઓરતને ફરીઆદ કરવાને કશુંબી કારણ નથી. તે ધરમી, દાહાપણવાલો આદમીછે, તે મને કેહેવા પીઆરથી ચાહેછ તેની ખુલી સાબેતીઓ તેને દેખાડીછે. તમો જીઆરે જાંણો કે તેણે મારાં આવતાંને વાર પોતાનાં જનાંનાંમાંની સઘલી ઓરતો, ( જેમની સંખીઆ પુશકલ હતી), તેને રખશુદ આપી પોત પોતાનું જુદું જુદું ઘર કરી જવાને રજા આપીછે તો તમો તેની મારાપરની મોહબત વીશે શું મત ધરાવશો? હું હમણા તેની હકદાર બાયડી થઇછું અને ઇરાંનનાં તમાંમ મુલકોમાં રાંણી તરીકે મને જાહેર કીધીછે એટલુંજ નહીં પણ રાજપાતમાં મારી શાહલા લેવાને પણ તેણે મન કીધુંછે.

"ભાઇ, તમારી શાહલા મુજબ અમલ કરવાને બદલે જે મુજબ જેવા પીઆરથી મને એ ચાહેછે તેવાજ પીઆર અને મોહબતથી મારે પણ એને વલગી રેહેવું જોઇએ એટલુંજ નહીં પણ એની શાથ રહીને એની સંગતમાંજ મરવું જીવવું મારો હક શમજુછું, અને એમ કરવાથી હું મારી ફરજ અદા કરૂં અને તેનાં તરફની મારી નીમખહલાલી બતાઊં, માટે હું ઉમેદ રાખુંછ કે આપણી બુજરગ માતા તમે પોતે અને મારાં સગાં તથા પીત્રાઇઓ મને મારા એ ઠેરાવ સાંમે પગલું લેવાને ઓહોશ કરશો નહીં અને મે જે આ સગાઇ કીધીછે તેથી દલગીર થશો નહીં. એ સગાઇ જેમ આપણ દરીઆઇ રાજા સાથ કીધેલી સગાઇને પવીત્ર અને વાજબી ગણીએ છીએ તેવીજછે. માફ કરજો કે તમોને તમારા જલસ્થલમાંથી આ બીનાં કેહેવાને સારૂં અતરે બોલાવી તશદી આપીછે. પણ તેમ કરતાં ઘણી લાંમબી જુદાઇ તાલી એક બીજાને મલવા ભેતવાનો હરખ ઉતપન થયોછે."

એપરથી રાજા સાલે બોલીઓ, "બેહન, મે તમોને મારી સંગાથે પાછા તેડીઆં તેનો સબબ એજકે તમારી પેહેલી વાતપરથી તમોએ ખમેલાં દુખથી મને ઘણું લાગું અને આ દુનીઆમાં હું તમોપર કેવો પીઆર રાખુંછું, અને તમારાં શુખ સારૂં મારાં દીલમાં કેટલી બધી કાલજીછે તે ફકત બતાવાને મે કહ્યું હતું. પણ જીઆરે તમે તમારી તવારીખનો પાછલો સફો અમો આગલ વાંચી શંભલાવીઓ ત્યારે અલબતાં તમારો ઠેડાવ કેવો દાહાપણ ભરેલો તથા દુનીઆઇ રીતીશરનોછે તે મારેથી અથવા કોઇથી ના પાડી શકાતો નથી. વલી તમોએ જે હકીકત ઇરાંનનાં સેહનશા વીશે કહી તથા તમોપર તેણે કેટલું બધું હેશાંન કીધુંછે તે જીઆરે જાહેર કરયુ ત્યારે તમારા એ ભરથાર સાથ જીંદગી ગુજારવાને

તમો બોહોશ કરો એતો વાજબીછે, અને હું આશા રાખુંછ કે આપણી માતા પણ એ તમારા વીચારને મલતાં થશે."

બુધી રાંણીએ પોતાનાં દીકરાનું કબુલ રાખી રાંણી ગુલનારને નીચે મુજબ કહ્યું:—

"બેતી જીઆરે તું શુખી અને ખુશીછ એટલે મારૂં દીલ પણ હરખથી ભરાઇ જાએછે, અને તારા ભાઇએ જે હમણાં કહયું તે ઉપરાંત મારે વધુ કેહવાનું નથી. જે સેહેનસાહે તારી આટલી બધી ખરદાસત લીધી તથા સ્વછ મોહતબનાં પાંણીથી તને નીહાલ કીધી તેને છોડીને જો તું કદાચ આવવા માંગતે તો સરવેથી પેહેલાં હું તને ધીકારી કાહાડતે, અને મારી નજરમાં તું સદાની અલખાંમણી રેહેતે."

આપણે જોયું તેમ જીઆરે ગુલનારને તેનાં ભાઈએ પોતાની સાથ લેઇ જવા માંગી ત્યારે ઇરાંનનો સેહેનસાહા ઘણો ઘભરાયો, પણ જીઆરે તેણીને તેની સાથે રેહવાનો એકરાર કરતી સાંભલી ત્યારે તેની ખુશીનો પાર રહયો નહીં અને તે પોતે કેહેવી તેનાંપર માઆ રાખેછે તેની ઇધાંની પોતાની નજરે દીઠો તેથી તેણે પકો ઠેહાવ કીધો કે દરેક જોગવાઇએ તેણીની એ નીમખહલાલીનો બદલો વાલી આપવો.

આએ તરફ જીઆરે રાંણી ગુલનારે પોતાનાં મા અને ભાઇ સાથ વાત કરતી બંધ પડી ત્યારે ઇશારત કરી બાંદીઓને બોલાવી અને ખાણાનાં ખુમચા મંગાવીઆ, જે તુરત લાવી હાજર કરવામાં આવીઆ. પછે તેણીએ પોતાનાં પરોણાને ત્યાં જમવા બોલાવીઆં. પણ તેઓ સઘલાં વીચારવા લાગા કે તેઓ પોતે સઘલાં એક બલવંત સેહેનસાહાનાં મેહલમાં પરોણા જેવાં તે સેહનસાહા સાથ ઓલખ પીછાંન કીધા વગર અથવા તેણે એ સઘલાંઓને નજરે જોયા વગર તેની જેર હાજરીમાં તેનાં મુકાંમમાં બેસી જોએ ખરેખર ખોતું હતું. એથી તેમનાં મોહોપર શરમનો પરડો ફરી વલીઓ, તેમની ચશમમાંથી આગનાં ભભુકા નીકલવા માંડીઆ, અને મોહોડાં અને નાંખનાં ફુફારા વટે બલત્રાં પરગત થવા લાગાં.

એ માંમલો થતો જોઇ ઇરાંનનો સેહેનસાહા ઘણો ઘભરાઇ ગયો, કારણ કે તેનો શબબ તેને ખબર હતો નહીં. પણ રાંણી ગુલનાર શમજી ગઇ તેથી ઝત પોતાની જગાપરથી ઉઠી, અને પોતાનાં મીત્રોને કહીઉ કે તે થોડા વખતમાં પાછી આવેછે. પછે તે તુરત જયાં સેહનસા બેઠો હતો તે ઓરડામાં ગઇ અને તેને જોઇ સેહનસાનો ઘણો ઘભરાત નરમ પડીઓ.

તેને જઇ તેણીએ કહ્યું, "સાહેબ, મને શક નથી કે તમોએ મારાપર કીધેલા હેશાંનનાં ગુણ જે મે મારાં સગાંઓ આગલ વાજબી રીતે ગાયા તેથી તમો ખુશી થયા હશો. જો હું ચાહાતે તો મારાં મા અને ભાઇ શાથ પાછી મારે મુલક જઇ શકતે, પણ આવી નીમખહરાંમી કરવી મારા મુલ ખવાસમાં છેજ નહીં અને એમ કરનારને પેહેલાં પોતે હું ધીકારી કાહાડુંછું."

"અએ માહારી રાંણી", પાહાદસા બોલીઓ, "મારાં હેશાંન વીશે તું વધું હવે બોલ માં, કારણ કે મે જે કીધું તે તદન નજીવુંછે. પણ તારો આભાર મારાપર એટલો બધોછે કે તે હું કેમ પાછો વાલીશ તેનાં વીચારમાંછું. તું મને જે મોહબત અને ખરાં દીલથી ચાહેછે તેમ તું ચાહાશે એવો મને તો ખીઆલબી હતો નહીં."

"અરે ખાવીંદ, શું ત્યારે તમો એમ શમજોછ કે મે જે દેખાડીઊં તે કરતાં તમો ખાતર હું ઓછું કરતે? મને તો ઉલતી હજુર દીલમાં ફીકરછે કે મારે જેમ તમો શાથ વરતવું જોઇએ તેમ મારાથી વરતાતું નથી, કારણકે તમોએ મારે

ખાતર જે તમારાં શુખનો ભોગ આપીઓછે તથા આબરૂ બાદશાહી મરતબાથી મને નવાજી લીધીછે તેનો જ્યારે વીચાર કરૂંછું ત્યારે મારાં કીધેલાં કાંમ કુચ બીશાદમાં હું જોતી નથી. વલી તમોએ મને ખરાં આંકીન અને દીલથી મોબતની રશીલી દોરીએ બાંધી લીધીછે તે વીશે હું બેભાંન રહું એ મારાથી બનેજ કેમ?" જરા શબુરી પકડી તે બોલી, "પણ સાહેબ હવે એ વાત હયાંજ પડતી મુકયે, અને મને કેહવાની રજા આપો કે મારી બુઢી મા તથા મારો ભાઇ તમોને જોઇ આબરૂ આપવાને ઘણા અધીરાં થયાંછે. તેઓ તમારી મુલાકાત કરવાની ઘણી આરજુ રાખેછે, જે તેઓ પોતેજ તમોને કેહશે. તેઓ સાથ વાત ચીતનો પ્રયોગ મચાવાને મે તેમને શારૂં ખાનું તૈયાર કરાવીઊંછે અને શુફ્રો તૈયાર કરીને તમો નાંમદારને તેમની શાથ મેલવી આપવાનો ઇરાદો રાખ્યોછે, માટે હું તમોને ઓજરખવાઇથી અરજ કરૂંછકે મેહરબાંણી કરી તમોએ ત્યાં પધારવું."

એપરથી સેહનસા બોલીઓ, "ગુલનાર તાહારા અતલગનાં ખેશીઓ સાથ મલવાને હું બચીત ખુશીછું લેકીન તેઓનાં મોહો અને નાખમાંથી જે બલત્રાંનાં ભભુકા નીકલેછે તેથી તેમની આગલ જતાં મને ધાસતી લાગેછે." એ પરથી રાંણી હસીને બોલી, "સાહેબ, તમારે બલત્રાંની કશી ધાસતી રાખવી નહીં. એતો ફ્રકત તમો વગર તમારા મેહલમાં એખલાં બેસીને ખાવાની તેમની ના મરજીની ઇધાંની દરશાવેછે."

એ બોલવાથી ઇરાંની રાજા હીમત ધરી પોતાની જગાપરથી ઉઠયો અને રાંણી શાથ તે ઓરડામાં ગયો. ગુલનારે જતાંવાર પોતાની મા, ભાઇ અને બીજાં ખેસીઓ શાથ તેની ઓલખાંણ કરાવી. તેને જોતાંજ એ સગલાંઓ તેનાં પગપર માથું મુકી નમવા લાગા. રાજાએ તુરત તેમને ઉઠાડી તેમની સાથ બગલગીરી કીધી. તેઓ પોત પોતાની જગાપર બેઠા પછે રાજા શાહ બોલીઓ, "સાહેબ, મારી બેહેન ગુલનાર રાંણી માઠા ભાયગે હલકી સ્થીતીમાં આવી તમો જેવા બલવંત અને દુનીઆમાં મશહુર સેહનસાહાનાં માંનવંત આશરા અને મરતબાને પુગી તેને શારૂં ઉપકાર માનવાને મારી કણે પુરા શબુનો નથી. તમારી અમો ખાત્રી કરી કેહીજીએછ કે જે બુલંડ મરતબાએ તમોએ એણીને પુગાડીછે તે મરતબા શુધી ચહડવાને કોઇબી રીતે ગુલનાર નાલાયક નથી, અને અમો સરવે જણા એણીપર એટલી મમતા અને ચાહા રાખીએછ કે જલસ્થલનાં મોટાં શંસ્થાંનવાલા સેહનશાહો એની બચગીમાં હતી ત્યારથીજ એણી સાથ પરણવાને માંગું મોકલતા હતા. પણ તે કબુલ રાખી એણીથી છુટાં પડવા અમે ચાહયુ નહીં. ખોદાતાલાએ જાંણે તમારે સારૂંજ એણીને જાલવી રાખી હતી, અને સેવતે હું એટલુંજ માગુંછ કે તમો નામદાર તમારી એ ઓરત શાથ લાંમબી જીંદગી શુખ શંપની રેલછેલમાં ગુજારો."

એનાં બોલી રેહેવા પછે સેહનસાહે ઉતર વાલીઓ, "બેશક પરવરદગારે એણીને મારે ખાતર જાલવી રાખીછે, મારી મોહબત એણીને જોઇને બેહદ વધી ગઇછ, તથા સ્વછ પીઆરનો જહરો જો મારી છાતીમાં કદીપણ વેહેવા પાંમીઓ હોએ તો એ શુંદરીને જોવા પછેજછે. તમો પોતે, રાંણી અને આખાં તમારાં કુતંબે મને તમારી બુનીઆદની સપાતીપર એક સરખો મુકી પોતાની સગાઇમાં લેવાને કબુલ કીધું તે સારૂ તમારો ઉપકાર માંનવાને મારી કણે પુરતા સબદો નથી." એમ કહી તેણે સઘલાંઓને શુફ્રાપર બેસવાને અરજ કીધી તથા પોતે પોતાની મોહરદાર રાંણી સાથ ખાંણું ખાવા બેઠો. જમી રેહેવા પછે

તેઓ સાથ વાતચીત કરતાં ઘણું મોડું થઇ ગયું, અને જ્યારે સુવાનો વખત થયો ત્યારે તેણે પોતાની નજર હેઠલ સઘલાંઓનાં જુદાં જુદાં દીવાંનખાંણામાં બીસતરા આરરાતા કરાવીઆ.

એ મુજબ પોતાનાં એ પરોણાંઓની આગતા સવાગતા પાદશાહે ઘણાક રોજ સુધી જારી રાખી, અને પોતે કેટલી હકુમત અને જાણુવાલો પાદશાહ હતો તેનો અનુભવ તેમને દેખાડયો તથા પોતાનાં મેહલમાં તેમને ઘણા રોજ સુધી ઘણી આહોશ કરી રાખીઆ.

તેમની મુલાકાતનો વખત પુરો થવા આવીઓ તારે રાંણી ગુલનાર જે હમેલદાર થઇ હતી તેને પેટે એક બેટો અવતરયો. એથી ઇરાંનનો સેહનશાહ કેટલો ખુશી થયો જોઇએ તે લખવા કરતાં મનમાં ધારવું પુરતુંછે. એ છોકરાની મોગત એટલી તો ખુબશુરત અને શોહાંમણી હતી કે તેનું નાંમ તેણે બેદર કરી રાખીઊં, જેનો અરથ અરબીમાં પુણમનો ચાંદ કરી થાયછે. આ બખશેશથી ખોદાનો પાર માંનવાને પાદશાહે ગરીબોમાં ખેરાત કરવા પાછલ ફરી જોયું. બંદીખાંણાંનાં દરવાજા ખુલા મુકાવી સઘલા બંધવાઓને છુટા કીધા, અને પોતાનાં ગુલાંમોને તેમની ગુલાંમગીરીમાંથી છોડવી ઇનાંમો વેહેચી આપીઆં. પોતાનાં દરબારીઓને મોટી જાગીરોથી નવાજી દીધા અને પોતાની ધરમનાં ઉપાધીઆઓને દોલતની રેલમાં ગોથા ડુબાડી દીધા; એટલું કીધા બાદ પોતાને તાબેનાં સેહેરોમાં મનાદી ફેરવી જાહેર કીધું કે ઘણાક રોજ સુધી એ હીંગાંમની ખુશાબખતીમાં સરવે લોકે રાગ રાંગશાની અને મોજમજા કરવી.

એ પછે એક દીવસે પાદશા પોતાનાં સઘલાં પરાંણા સાથ બેશી પોતાનાં ઓરડામાં વાતચીત કરતો હતો ત્યારે એક બાંદી શાહાઝાડા બીદરને લઇને ત્યાં દાખલ થઇ. તેને જોતાં પાદશા ચાલે એટલો તો ખુશાલીમાં આવી ગયો કે તેને દાસીનાં હાથમાંથી લઇ તેની સાથ રમવા લાગો અને ઓરડામાં તેને લઇને ફરવા લાગો. અને દરીઆવ તરફની બારી ઊંગાડી તેને લઇ અંદર કુંદી પડયો.

ઇરાંનનાં પાદશાહે કદી ધારીઊં હતું નહીં તેમ બનવાથી તે ઘણો દીલથી ધ્રુજવા અને અકલાવા લાગો કે રખે તેનો છોકરો ડુબી ગયો હોય. તેણે એક ચીશ પાડી દીધી, પણ શાંત અને ધીરજ ભરેલો ચેહરો રાખી ગુલનારે તેને કહ્યું, "સાહેબ તમારે કશી ધાસતી રાખવી નહીં. એ છોકરો તમારો તેમજ મારોબીછે, અને તમારા કરતાં મારો પીઆર ઓનાંપર ઓછો છે એમ નાં સમજો; પણ એથી મને તમારી માફક ઘભરાત ઉપજતો નથી. તે કોઇબી રીતે જોખમમાં આવી પડયો નથી, અને તેનો માંમો હમાણા પાછો તેને લેઇને હયાં આવશે. જો કે તે તમારી ઓલાધનોછે તોપણ તેની રગમાં મારૂં લોહી વેહેછે તેથી કરીને જેમ અમે લોક જમીનપર અને પાંણીમાં એક શરખી રીતે રહી શકીએ છીએ તેમ રેહેવાનો એનાંમાં પણ ગુણ આવેલોછે." એજ મુજબ પ્રુધ્રી રાંણી અને તેણી સાથ આવેલી બીજી સાહાઝાડીઓએ પણ ખાત્રી આપી તોબી પાદશાની નજર પોતાનાં બેટા પર પાછી પડી નહીં ત્યાં સુધીક તેની સલાંમતી વીશે તે ફીકરમંદ રહ્યો.

થોડાવારમાં દરીઆવમાં પાછો શોહર થવા લાગો અને પાંણી ઉઠલ પાઠલ થઇ મોજા ઉછલવા લાગા અને તેમાંથી રાજા શાલે પોતાનાં હાથમાં સાહાઝાડા બીદરને લેઇ બાહાર નીકલયો. જે બારી વાતેથી તે અંદર પડયો હતો તેજ બારી વાતે પાછો તે ઓરડામાં આવી પુગો.

ઇરાંનનો પાહાદશા પોતાનાં બેતાને જોઇને અચ-રત થયો અને તેને વધારે આશુદા થયલો જોઇ મગન રહયો. એ પછે શાલે બોલ્યો, "સાહેબ, હું સાહાઝાડા મારા ભાંનેજને લઇ દરીઆવમાં રહયો હતો. પણ જ્યારે તમે પાછો તેને મારી નજર આગલ લાવી દેખાડયો ત્યારે મારામાં ગોયા નવેશરથી જીંદગી આવીછે."

શાલે બોલીઓ, "મને પણ એજ વીચાર




શાલે તેને લેઇ અંદર કુદી પડયો. (સફે ૬૮૨.)

ગયા તેથી તમો ઘણા અકુલાઇ ગયા હશો?" તે બોલીઓ, "અફસોશ, સાહાઝાડા, તે વખતની મારી લાગણી હું કેમ જાહેર કરી શકું. તે પ-હેલા મે ધારયું કે સદા તે મારી કણેથી જતો આવીઓ હતો. તમોને ધાસતી રાખવાની જરૂર હતી નહીં કારણ હું એને શાથે લેઇ જાઊં તે અગાઉ દાઉદનાં બેતા શુલેમાંનની મો-હોરપર ને શબદો કોતરેલાછે તે ભેદ ભરેલા સ-

બદા હું એનાંપર ભણ્યો હતો. જીઆરે અમારે ત્યાં બાલક અવતરેછે ત્યારે એ શખુનો અમે તેનાંપર હમેસાં ભણીએ છીએ. એની ખુબીથી જમીનપરનાં આદમીઓ કરતાં અમોને જે વધારે હક મલેલોછે તે હકનો વારસ એ બાલક પણ વારસ થાએછે. તમો નાંમદારની તેપરથી ખાતરી થઇ હશે કે તમારા બેતાનાં જનમથી તેને ફુટલે વધારે નહી થયલોછે. જીઆરેથી તેને ગમસે ત્યારે દરીઆવનાં ભીતરમાં ડુબકી મારી ત્યાંનો વીશતીર્ણ મુલક તે જોઇ આવશે."

એટલું કહી તેણે સાહાઝાડાને તેની દાસીનાં હાથમાં આપી એક મોટો દાબડો ઉગાડી તેમાંથી ખબુતરનાં ઇડાં જેવડાં મોટા ત્રણસો હીરા તેવાંજ અજાએબ જેવા કદનાં બીજાં ઉમદા નંગો, અરધા ફુટની લંબાઇની ફીરોજા રંગનાં હીરાનાં શલીઆ અને દશ દશ ફુટની મોતીની માલા કાહાડી. એ સઘલું પાહાદસાહાની આગલ ધરી તે બોલીઓ, "સાહેબ, જીઆરે મારી બેહેન મને પેહેલાં બોલાવીઓ ત્યારે મને ખબર નહીં હતી કે તે દુનીઆનાં કયા ભાગપર હતી. તેમજ તેણે તમો જેવા સેહનસાહા શાથ નેકા કીધાછે, તેથી અમો નાવાકેફ હોવાને લીધે કાંઇબી શોગાદ લાવવા પાંમીઆ નહીં. પણ અમે તમોને જણાવીઉં તેમ તમોએ અમારી બેહેનપર જે મેહરબાંની કીધી તથા તેણીને તમારી મોહરદાર કીધી તેથી તમારા અમો અતીઅંત આભારી થયાછે, તેથી તેનાં અવેજની ફકત એક નજીવી ઇધાંની દાખલ તમે એ કબુલ કરશો."

સેહનસા જે આ મોટી દોલત આવા નાંનાં દાબડામાં સમાવેલી જોઇ ઘણો અજબ થયો હતો તે બોલીઓ, "શું સાહાજાદા તમો આટલી બધી કીમતી જણસોને સારૂં એક નજીવી ઇધાંની કરી બોલોછો? હું ફરીથી તમોને જણાઉંછ કે તમારા કુતંબીઓપર મારેથી કોઇ તહેરાંનો આભાર થાએ એવું કાંમ થયું નથી. તમારી મને મારી જવાંન રાંણી શાથ નેકા કરવાને પરવાંનગી મલી તેથી હું તમારો મોટો ઉપકારી થયોછે." પછે ગુલનાર તરફ ફરી બોલીઓ, "બાંનું તમારા ભાઇએ મને ગુચવાડામાં નાંખીઓછે. જો અપમાંન થવાની ધાસ્તી મને નહીં હોતે તો હું જરૂર એ સોગાદ નાં પાડતે, માટે તમે શમજાવી એ સોગાદ પાછી લેવાડો."

પણ સાલે બોલી ઉઠયો, "સાહેબ, તમો નામદારને એ ભેત ઘણીજ ઉમદા અને કીમતી લાગતી હશે એમ જાંણી હું ઘણો અજાએબ થતો નથી. મને ખબરછે કે આવા હીરા અને માંણેકનાં નંગો જમીનની શપાતી ઉપર એટલી બધી શાંખીઆમાં મલી શકતા નથી, પણ જો તમે જાંણો કે અમારા રાજમાંની જવાહીરની ખાંણોમાંથી એ નંગો કાહાડેલાંછે અને જે ખાંણો મારા પોતાનાં હસતકમાંછે, તેમાંથી એટલાં જથામાં હું તે મેલવી શકુંછું કે તમારા જમીનપરનાં સરવે રાજયો ગોયા વેચાતા લેવાઇ શકાએ. પણ એ સઘલી દોલત અમે નજવી શમજીએછ એમ હીમતથી કહીસ તો તમો ખચીત અજબ થશો. તમો નાંમદારને હું જણાઉછ કે તમારે એ વીશે કશી ચીંતા રાખવી નહીં, અને ફકત મીત્રાચારીનાં તરીકાથી અમો તમોને એ ભેટ આપીએ છીએ તે કબુલ કરવી, અને ના પાડી અમોને નારાજી કરવા નહીં." એ માયા ભરેલા શખુનોથી ઇરાંની સેહનસા ખુશી થઇ ગયો અને તે કીમતી ભેત કબુલ રાખી, અને તેમનો ઘણો પાડ માંની પોતાની લાએકી જણાવી.

એ બનાવને થોડા દીવસ થયા પછે રાજા શાલેએ ઇરાંનનાં સેહનશાહાને કહ્યું કે પોતે પોતાની મા બુધો રાંણી અને પોતાની એસી સા-

હાઝાડીઓ સાથ પોતાનો આખો ભવ ઇરાંની દરબારમાં ગુજારવાને ઘણા ખુશી થાત, લેકીન તેનાં રાજમાં તેમની હાજરીની એટલી બધી જરૂર હતી કે તેઓએ પાહાદશાહાની તથા ગુલનાર કે તે પોતે તેમનાં મુલકમાં જઇ શકે તોબી તે બોલ્યો, "પણ તમો કદી ગુલનારને ભુલી જશો નહીં તેથી મને ઉમેદછે કે તમો વારમવાર તેનીની મુલાકાતને સારૂં મારા મેહેલમાં પધારતા રેહેશો."



તેઓની દરેકની આંખમાંથી આંજુ વેહેવા લાગાં. (સફે ૬૮૫.)

રાંણીની પરવાંનગી મેલવી વીદાએ થવુ અગતનું હતું. એપરથી પાહાદસાહે તેમની ખાત્રી કરી કહયું કે તેમનાં વીયોગથી તે ખરેખર દુખી હતો, તથા તેની પોતાની તાકાત એવી નહીં હતી

છુટાં પડતી વખતે તેઓની દરેકની આંખમાંથી આંજુ વેહેવા લાગા. રાંણી ગુલનાર પોતાની બુધી માતાને વલગી પડી અને જો તે બુધીએ પોતેજ તેણીને ખાસાડી નહીં હતે તો કદી તે

તેને છોડતે નહીં. તેમજ બીજી સાહાજાદીઓ પાસ જુલમથી છુટી પડી. રાજા શાલે પહેલાં ગયો. પછે તેની મા અને બીજી સાહાઝાડીઓ રવાંણાં થઇ. જીઆરે તેઓ નજરથી ગુમ થયાં ત્યારે પાહાદશા રાંણી ગુલનારને કેવા લાગો, "બાંનું, તારાં પાહાદસાહી કુતંબનાં મેલાવડાથી મને જે મજા પડીછે તથા તેઓનાં હાથથી મે મારી નજરે જે ખરેખરી અજાએબી દીઠીછે તે દેખાડનાર શખસ વીશે ખચીત હું એમજ સમજતે કે મારી ભોલાઇનો તેણે લાભ લીધોછે. પણ મે જે જોયું તે ખરેખર હું ખાત્રી પુરવક માંનુંછું અને જીઆં શુધી હું જીવીશ ત્યાં શુધી તે ભુલીશ નહીં. જે શુભ ચોઘડીએ તું જેવી પરીજાદ ઓરત મારા રસતા વચ્ચે આવી લાગી તે વીશે પરવરદેગારનાં હમેશાં શુકર ગુજાર કરતો રહીશ કે કોઇ બીજા પાહાદસાને બદલે તારે લાયકનો મને નીરમાંન કીધો."

સાહાઝાદા બીદરને ઘાણી તજુમલ અને માવજતથી મા બાપની દેખરેખ હેઠલ ઉધારવામાં આવીઓ. તેને લાએકની ઘટતી તાલીમ આપવામાં આવી, અને તે જેમ જેમ ઉધરતો ગયો તેમ તેમ તેની ખુબસુરતી વધતી જોઇ બેઉ મા બાપને ઘણો હરખ ઉપજયો. તે જેમ મોટો થતો ગયો તેમ ઘણો ચાલાક, નમાનો, મલતાવડા સ્વભાવનો, હાજર જવાબી અને સલુખવાંન નીકલ્યાથી તેઓ ઘણા ખુશી થયાં. તેમજ તેમની ખુશીમાં વધારો એમ થયો કે એ છોકરાનાં મમાઇ મામા વગેરે બીજા ખેશીઓ વારે ઘડીએ તેની દરબારમાં આવી મેલાપ કરતાં હતાં. તેને લખતાં વાંચતાં શીખવવાને ઝાઝો વીલંમ લાગો નહીં તેમજ તેની પંકતીનાં સાહાઝાડાને લાયકની સરવે વીદયા હુનર અને એલમથી વાકેફગાર તે થયો.

જીઆરે તે પંદર વરસની વયનો થયો ત્યારે તેનાં ઉશતાદો કરતાંબી તે હરેક બાબદમાં વધારે હુશીઆરી અને ચપલતા બતાવા લાગો. વળી તે સાથે તે દાહાપો અને સમજુ થયો; એ છેલાં ગુણો તો એનાં બાપે તેનાં પારણામાંથી જોઇ લીધાં હતાં અને એ ગુણો એક પાહાદસાહાને પાહાદસાહી ચલાવવાને ખરેખરાં કીમતી અભુશણ થઇ પડેછે એમ તેને ખબર હતી તેથી તે ઘણો ખુશી થયો. પોતાનાં બેતાની અંદર રાજ ચલાવાનાં લાયક ગુણો જોઇ પાહાદસાહે પોતાનું રાજપાત પોતાની હૈયાતી છતાં તેને આપવાનો ઠેરાવ કીધો કારણ કે તે પોતે બુધાપાથી વાંકો વલેનો જતો હતો. પોતાનાં મરણ બાદ તેને ગાદી મલે તે કરતાં પોતાને હાથેજ તેને તે શોફવાને ગમતું હતું પોતાનાં રાજ મંદલને પોતાની મરજી કબુલ કરાવતાં તેને જરાએ અગડાઇ લાગી નહીં, અને એ વીચારથી લોક ખુશી થઇ ગયા અને સાહાઝાડા બીદરની સરવે લોક વખાંણ કરી બોલવા લાગા કે તેમને માથે તેમને લાએકનો અને જોઇતો રાજા થશે. તુકમાં જીઆરે તે તખત ઉપર આવીઓ ત્યારે બીજા સાહાઝાડાઓ મગરૂર અને તુમાખી બની પોતાની રૈયત તરફ ધીકાર અથવા કંતાલાની નજરથી જુવેછે તેને બદલે એ પાહાદસા પોતાની હલકાંમાં હલકી રૈયત સાથ એવી માયા અને મેહરબાંનીથી ચાલવા લાગો કે હરેક કોઇ તેની સાથ બેધડક વાતચીત કરી શકતું; તે સરવેનું ધીઆંનથી સાંભલી માયાલું દીલથી ઘટતો જવાબ વાલતો અને ઇનશાફ આપવાને તે કોઇબી વેલા જરાબી આંણાંકાંણી કે બખીલાઇ વાંપડતો હતો નહીં.

તખતનશીન કરવાનો દીવશ જીઆરે આવીઓ ત્યારે મોટી દરબાર ભરવામાં આવી, જયાં ઘણાક મોટા લોક, વાજીરો અને ઉમરાવો સાધારણ અવશર કરતાં વધારે જમાવ થયા હતા. પછી પા-

હાદસાએ પોતાનાં તખતપરથી ઉઠી બીદરનો હાથ ધરી પોતાનાં હાથે તેને આશાનપર લઇ જઇ બેસાડયો અને તેનાં હાથપર બોકી દઇ પોતાનું રાજપાત તેને શોંફી નીચે ઉતરયો, અને બીજા વજીર ઉમરાવો સાથ આવી તખત નીચે બેઠો.

એ પછે દરેક વજીર ઉમરાવ એ નવા પાહાદસાહાને મુબારકબાદી આપવાને તથા તેની સતા કબુલ રાખવાને તેનાં તખત નીચે જઇ તેને પગે પડયા. દરબારનું કાંમ ચલાવતાં વડા વજીરે ઘણીક અગતની બાબદો રજુ કીધી જેનાં ઉપર પાહદસાહે ઘણીજ ચાલાકી અને સમજ વાપડી પોતાનો અભીપરાય આપયો જેથી દરબારનાં શરવે આદમીઓ અજબ અજબ થઇ ગયાં. કેટલાક લુચા અને જુલમગાર હાકમોને તેમની જગાપરથી ખીસેડી બીજા વધારે અપક્ષપાત અને લાએક આદમીઓને ઠેરવ્યા જેથી લોકો ઘણાજ ખુશી થઇ આફરીન કરવા લાગા. પણ વધારે માંન ભરેલું એ હતું કે એ આવકારમાં ખુશામતનો જરા વેશ હતો નહીં. એટલું કાંમ કીધા બાદ તેણે દરબાર બરખાસત કીધી, અને પોતાનાં બાપ સાથ પોતાની મા ગુલનારને મલવાને તેણીનાં ઓરડા તરફ ચાલ્યો. રાંણી પોતાનાં બેતાને રાજયની સલતનત સાથ તાજદાર થઇ આવતો જોયો ત્યારે તેની પોતાની જગાપર ઉભી રહી શકી નહીં પણ તુરત સાંમે દોડી આવી તેને વલગી માયાથી બોકીઓ દેવા લાગી અને તેની આબાદી અને ઉમરદરાજી ચાહાવા લાગી.

સેહનસાહ બીદરે પેહેલું વરસ તમાંમ રાજપાતની ખતપતમાં ઘણી મેહનત અને ઉલતથી ગુજારીઊં. તેણે જાંણી લીધું કે રાજનો કારભાર કેવી હાલતમાં હતો જે ગનેઆંનથી પોતાની રૈયતનાં શુખ કીજે તે ઘટતા અને જોઇતા ઉપાય લેવાને સામરથવાંન થાએ. બીજે વરસે શેકાર કરવાનું બાંનું કાહાડી તે બાહર જવા નીકલ્યો, જે વેલા પોતાનું રાજપાત પોતાનાં બાપની દેખરેખ હેઠલ પોતાની રાજ શભાને સોંફી ગયો. પણ એમ કરવાની તેની બાતેનમાં મતલબ તો એ હતી કે પોતાને તાબેનાં ગાંમે ગાંમ ફરવું અને ત્યાં લોકનું જે દુખ અને ફરીઆદ હોય તે સાંભલવી અને તેમને તેમાંથી નીરાલા કરવાં. જેઆં શુધારાની જરૂર હોય ત્યાં શુધારો કરવો, કપટી અને ખરાબ આદમીઓને દુર કરવાં અને નીચ અને મતલબી સતાવાલાઓ જેઓ પોતાની રૈયતપર જુલમ ગુજારવાની પેરવી કરતા હોએ તેમાંથી તેમને પકડી ઘટતી શીક્ષાએ પુગાડવા, એવો તેનો ભલો હેતુ હતો.

એ પોતાની ઘણી માંન ભરેલી મતલબ પુરી પાડવાને એ જવાંન રાજાને એક આખું વરશ લાગું. તેનાં પાછા ફરવા પછે તુરતજ ઇરાંનનો રાજા આજારી પડયો, અને તેની માદગી એટલી શખત હતી કે તેને લાગું કે તેમાંથી તેને બચવું મુશકેલ હતું. તે છેલી ઘડી શુધી ઘણો શાંતીમાં પડી રહયો અને તેની એટલી કાલજી હતી કે પોતાનાં દરબારીઓને કેહે કે તેઓએ જે મુજબ તેની પોતાની સાથ નીમખહલાલ ચાલ ચલાવેલી તેવી પોતાનાં નવા રાજા સાથ ચાલ ચલાવવી. તે એ વીશે તેમની પાસ વચન લઇ ગુજરી ગયો. રાજા બીદર અને રાંણી ગુલનાર તેનાં મોહતથી ઘણાંજ દલગીર થયાં, તેઓએ ઘણા થાઠ માઠથી એ રાજાની લાશ દફનાવી.

એ કીરીઆ પુરી થઇ, ઇરાંનીઓનાં રેવાજ મુજબ એક આખો મહીનો તેણે શોક પાલ્યો. અને એટલા અરશામાં તેણે કોઇ શાથ જાહેરમાં મેલાપ કરયો નહીં. અગરજો તેનેથી બનતું હતે તો તે પોતાની જીંદગી શુધી એ ગમ અને શોક પકડી રેહત, પણ રાજા તરીકેનો મરતબો અને

ચાલું રેવાજ એ બંને આડા આવીઆ. એ વખતમાં ગુલનારની મા અને ભાઇ તેની દરબામાં આવીઆ અને તેમની શાથ તેમનાં શોકમાં ભાગ લઇ, તેમને દીલાશો આપવા લાગાં.

એક માસ પુરો થવા પછે વડા વજીરે તેની મુલાકાત લીધી અને તેણે અરજ કીધી કે, તેણે ગમ છોડી દેવો અને પોતાનાં રાજપાત ચલાવા પર ધીઆંન આપવું. તેનું માન્ય કરવાને તેણે જીઆરે આંણાકાંણી કીધી ત્યારે તે બોલ્યો, "મુરબી તમારી જાંનમાં લાવાની જરૂર નથી કે એવો ગમ અને શોક બોરતોને છાજેછે, અને અમોને જરાબી શક નથી કે તમો એથી અનજાંણા નથી. અલબતાં તમારા ભલા પીતા અને અમારા નેકનાંમ મરનાર રાજાનાં મરણનો ગમ કદી દીલમાંથી વીશરાવાનો નથી તોબી આપણા આજું અને શોક તેને પાછો જીવતો કરવાના નથી. માણસ જાતને મરવું એ શાધારણ કાયદાને બુજરગ આદમી આધીન થાએછે. એ શરજતે પુગવાને દરેક આદમી નીરમાંન થઇ ચુકયુંછે. અલબતાં તમો મુરબીનાં પીતા સ્વરગવાસી થયાછે પણ તેનું નુર અને લોહી તમારાં દીદાર અને રગમાં હાલતુંછે તેથી અમારે મનશે તે હજુર જીવતોજછે. તે નાંમદારને પોતાને શક નહીં હતો કે તેનાં મરણ પછે તેનું પોતાનું નુર તમારામાં કાયમ રહેલુંછે, અને હવે તમો નાંમદારને લાયકછે કે તમે એવી ચાલ ચલાવી તેનાં રૂહને જણાવવું કે તેણે પોતાનાં ધારવામાં કાંઇ ભુલ કીધી હતી નહીં."

રાજા બીદર જાજીવાર બોહોશ કરી શકયો નહીં. તેણે શોક કરવો મુકી દીધો અને આગલ મુજબ પોતાનાં પાહાદસાહી લેબાશમાં તે પોતાનાં કાંમ પાછલ મંડયો, અને પોતાનું કાંમ એવી બાહોશીથી ચલાવા લાગો કે લોકને ખબર નહીં પડી કે તેમનો આગલો રાજા ગુજરી ગયો હતો.

રાજા શાલે અને તેની મા જેઓ પોતાને મુલક પાછાં ફરીઆં હતાં તેઓને જીઆરે ખબર પડી કે બીદર પોતાનું રાજપાત ચલાવતો હતો ત્યારે તેઓ એક વરસની મુદત પછે તેની મુલાકાતને સારૂં પાછા આવીઆં. તેમની મુલાકાતથી રાંણી ગુલનાર અને રાજા બીદર ઘણા મલકાઇ ગયાં. એક દીવસે તેઓ સઘલાં બેસી વાતચીત કરતાં હતાં તેવામાં રાજા સાલે પોતાનાં ભાંનેજની ઘણી તારીફ કરવા લાગો અને તેનાં દાહાપણ ભરેલાં રાજ કારોબારથી તેની વાખવાખી તેની રૈયતમાં થતી હતી એટલુંજ નહીં, પણ આસપાસનાં રાજયોમાં અને દુરનાં સંસ્થાંનોમાં એક સરખી રીતે તેની તારીફ થતી હતી એમ કેહવા લાગો. પોતાની હજુરમાં પોતાની તારીફ બોલાવાને રાજા બીદરને ગમતું હતું નહીં તેથી જાંણે તેને હુંગ આવી હોય તેમ એક બાજુએ પડી તે જુકવા લાગો.

એ તારીફ કરતાં કરતાં જીઆરે તેને ઊંગેલો દીઠો ત્યારે તેની ખુબસુરતી અને ગાત ઘતમપર તેણે બોલવા માંડયું, અને પરવરદગારે તેની ખુબસુરતી પુરતી કરવાને કશુ બાકી રાખીઊં હતું નહીં એમ કહયું. તેણે ઘણાબી દેશો પછી જમીનપર કે દરીઆવનાં પતાલમાં જોયા હતા તેમાં કોઇબી મુલકમાં આવો ખુબસુરત અને બધી વાતે પુરો સાહાઝાદો તેનાં દીઠામાં આવીઓ હતો નહીં, અને તેની બરાબરી કરવાને પરીઓનાં મુલકમાંબી તેવો પરીઝાદો મલી સકવો મુશકેલ હતો એમ બોલીઓ. પછે પોતાની બેહન તરફ ફરી બોલીઓ, "બેહન, મને અજાએબ લાગેછ કે તમોએ એ જવાંન સાહાઝાડાને પરણાવાનો વીચાર કીધો નથી. હું જો ભુલતો નહીં હોઊતો એનું વીશમું વરશ ચાલેછે અને એટલી ઉમરે

કોઇબી સાહાઝાદાને વગર ઓરતે રેહવું સુનાશેબ નથી. એને લાએકની કોઇ ઓરત ઓલી કારવાને હું પોતે ધીઆંનપર લેઊંછું કારણ કે તમે પોતે એ વીશે કશો વીચાર કરતાં નથી. આપણી પતાલ દુનીઆંનાં કોઇ રાજાની પુત્રી એ સાહાઝાદાને લાએકની હોય તેની જોડે એના લગન કરવા મને ગમેછે."

ગુલનારે કહયું, "ભાઇ હું કબુલ કરૂંછ કે એ વીચાર મારામાં આયો હતો નહીં અને તમોએજ પેહલું મારૂ ધીઆંન એ બાબે ખેંચીઊંછે. પરણવા શંબંધી જીઆરે બીદરની ઇછા મને કોઇ પરકારે માલમ પડી નહીં ત્યારે મે એ બાબે જાસતેજો કરવાને કશું કારણ જોયું નહીં. જળ પતાળના રાજાની કોઇ પુત્રી જોડે લગન કરવાની તમારી શુચણા મને બહુજ પશંદછે, અને તમે કોઇ એવી સાહાઝાદીનું નાંમ લેઓકે જેની ખુબશુરતી શાંભલી મારો બેતો તેણીપર મોહી પડે."

શાલે રાજાએ એપરથી કહ્યું, "મને એક સાહાઝાદીની ખબરછે, પણ તેણી વીશે હું કહુ તે પેહલાં મને જોવા દેઓ કે રાજા ઊંગાઇ ગયલો છે કે નહીં. પેહલાં એ શંભાલ લેઇ હું એ છોકરી કોણછે તે વીશે તમોને જનાઊં."

ગુલનારે પાછું ફરી જોયું તો પોતાનાં બેતાને ઊંગાએલો દીઠો અને તેણીને જરાબી તેમશે શક હતો નહીં. પણ ખરૂં જોતાં રાજા કાંઇ ઊંગાએલો હતો નહીં પણ ધીઆંન રાખી જે વાતચીત થતી હતી તે સાંભલતો હતો.

શાંણી ગુલનારે પોતાનાં ભાઇને કહયું કે તેને ધીમે બોલી સાવચેતી રાખવાની જરૂર નથી કારણ કે રાજા તદન ઊંગાઇ ગયો હતો.

રાજા શાલે બોલીઓ, "મારા ભાંનેજને જે વીશે હું બોલુંછું તે જરા પણ સાંભલે એવું હું ચાહતો નથી, કારણ કે કોઇ વેલા મોહોબત કાંન વાટે દીલમાં પેવશ થાયછે. જે ઓરત વીશે હું બોલુંછ તેણી વીશે શાંભલી અને મોહી પડવું જોઇએ નહીં. ખરેખર ઘણી અડચણો આપણને પશાર કરવીછે, તે ફકત એ ઓરતને લીધેજ નહીં પણ તેણીના બાપને લીધેછે. તે સાહાઝાદી કોણછે તે વીશે હું એટલુંજ જાણુઊંછ કે તે ઘોહેરા રાજા શમનદાલની બેતીછે."

"ભાઇ શું તમે એમ કહોછ કે સાહાઝાદી ઘોહેરા હજુર પરણી નથી. મને ઇઆદછે કે જીઆરે હું આપણો મેહલ છોડી આવી ત્યારે મેં તેણીને દીઠી હતી. ત્યારે તે અઢાડ માશની હતી, પણ એ વેલાબી તે ઘણી ખુબશુરત હતી. ઉમર શાથ તેણીની ખુબશુરતીબી વધી હશે તો ખચીત આજ તે આખી દુનીઆની એક અજાએબી અને નવાઇજ થઇ પડી હશે. એની મારા બેતા કરતાં થોડાક વરશ વડીછે. પણ એટલા કીજે એ જોડું જોડવાને આપણે મેહનત કરતાં અટકવું નહીં. મને જણાવો કે તેમ કરવાને આપણને અડચણ શું નડનારછે કે તેને ઉપાય થાએ."

એપરથી શાલે બોલીઓ, "બેહન, પેહલી અને મોટી અડચણ તો એજછે કે રાજા શમનદલ ઘણોજ મગરૂર અને હલકો આદમીછે. જે શરવેને પોતાથી નીચા ગણેછે અને તેથી મને લાગેછ કે બીદરને પોતાનો દામાદ કરવાને કદી તે કબુલ કરશે નહીં. પણ હું પોતે તેની આગલ જઇ એ સાહાઝાદીની બોદર શારૂ માંગણી કરીશ. તે નાં પાડે તો પછે આપણે બીજી રીતે મેહનત કરી આપણું કાંમ પાર પાડશું. એજ કારણ સારૂં જવાંન બીદર એથી અજાંણો રેહે તે વધારે બેહતર મે ગણીઊંછે, કે રખે રાજા શમનદલ કબુલ થાએ તે પેહેલાં ઘોહેરાપર તે મોહી પડે." એ મુજબ બોલી તેઓએ થોડોવાર શુધી વાતચીત ચલાવી અને

ખુદાં પડતી વખતે એવું ઠેરવીઉં કે રાજા શાલેએ પોતે તે રાજા પાસે જઇ માંગું કરવું.

રાજા શાલે અને ગુલનારે પોતાની ઉપર મુજબ વાતચીત પુરી કરી જતી વેલા રાજા બીદર જેને તેઓ ઊંગેલો સમજતાં હતાં તેને ઉઠાડયો. તેણે તે સઘલું સાંભલીઆ કીધું હતું, અને ઘોહેરાની ખુબસુરતીનાં સબદો તેને કાંને પડવાથી તેનાં જીગરમાં નવી જાતનો જુસ્સો ઉતપન થયો અને તેણીની શાહાંમાણી પેશાંની વીશે તેનાં મગજમાં કલપણાએ એવો અછો છાપ પાડી બતાવીઓ કે તેણીને હાથ કરવાનાં વીચારે આખી રાત તેને જરા ઊંગવા દીધો નહીં.

શાહવારે રાજા શાલેએ પોતાની બેહન ગુલનાર અને રાજા બીદરની રજા માંગી. રાજા સારી પેઠે સમજતો હતો કે સાલે કોઇ દીવસ એટલી ઉતાવલમાં પાછો જતો હતો નહીં. તેની મતલબ ઉતાવલ કરવાની અને તેને પોતે નવી જીંદગી અને શુખની પોતે કદી નહીં ભોગવેલી મોજનો વધારો કરી આપવાની હતી તેથી જીઆરે તેને મોડેથી જવાનો સ્વર નીકલ્યો ત્યારે તેનાં ગાલપર ખુસાલી અને જુશાનો રંગ દીપી નીકલ્યો. જે ઓરત સાથ તેને પરણાવાનો વીચાર કીધો હતો તે વખત હવે વધું લમબાંન લઇ જવો તેને અતી ઘણો ભારે લાગો. તેણે વારમવાર વીચાર કીધો કે પોતાનાં માંમાંને મોહડે ચહડી કેહેકે તે સાહાઝાડી તેને માટે જરૂર હાથ કરવી. પણ તેણે પોતાની માતા અને મામા વચે થયલી વાતચીત સાંભલી હતી તેથી એવું દખાડવા તેને મુદલ ગમતું નહીં હતું. તેણે પોતાનાં મામાને બોહોશ કરી એક દીવશ વધું રેહેવા કહ્યું કે તેઓ શીકારગા જઇ મોજ કરે, અને એમ કરતાં તક આવે તો વધુ બીનાં તેને મોડેથી સાંભલે.

શેકારગા જવાનો દીવશ મુકરર કરવા બીદર પોતાનાં મામા જોડે ઘણી વખત એખલો પડયો હતો, પણ તેનો ભરમ ખોલી કેહેવાને તેની હીમત ચાલી નહીં.

શેકારની ઉલતમાં જીઆરે શાલે બીદરથી છુટો પડી ગયો, અને એકબી ખીદમતગાર કે અમલદાર તેની આગલ હાજર હતો નહીં ત્યારે તે એક નાંનાં નાલાં આગલ ઉતરી પડીઓ. ઘોડાને એક નજડીકના ઝાડ સાથ બાંધી ત્યાં ઉગી નીકલેલાં ઘાશનાં ખુદરતી અને રલીઆંમાણાં બીછાંનાંપર તે શુતો. તે ઝાડોથી જે ખુશનુમાં છાયો પડતો હતો તે જોતો તે વીચારમાં ગરક થયો. તેણે જીઆરે પોતાની આસપાસ કોઇને જોયા નહીં ત્યારે તે પોતાની આંખમાંથી નવધાર આંજુ નાંખી રડવા લાગો, અને એ મુજબ ઘણો વખત નીકલી ગયો.

આએ તરફ રાજા શાલેએ પોતાનાં ભાંનેજને જોયો નહીં ત્યારે તેને વીશે તેને ઘણી ચીંતા થઇ, અને તે કયાં હતો તે વીશેની કોઇબી તેને ખબર આપી શકયું નહીં. તેણે તેની એખલાએ શોધ કરવા માંડી, અને દુરથી તેને શુતેલો દીઠો. તેને તેનાં ચેહેરા અને ચાલચલણપરથી એક દીવસ આગમચથીજ માલમ પડીઊં હતું કે તે કોઇ વીચારમા હતો, અને જેવો તે ચાલાક અને ઉમંગી દીસતો હતો તેવો તે હતો નહીં. વલી તે તેને કાંઇ પુછતો તો તેનો જવાબ કદાપી નહીં દતો અથવા તો ઉડાવતો હતો. પણ તોબી રાજા શાલેને તેનાં ખરાં કારણ વીશે જરાબી શક આવીઓ નહીં. પણ જીઆરે તેણે દુરથી તેને બેતાબ હાલતમાં દીઠો ત્યારે એકદમ તેને સમજ પડી કે ગુલનાર જોડે તેને પોતાને જે વાતચીત થઇ હતી તે બીદરે શાંભલી હશે એટલુંજ નહીં પણ તે જવાંન સાહાઝાડીપર બે અખત્યાર થઇ મોહી પડયો હશે. તે ઘણાજ ધીમે પગલે તે નહીં જોએ

તેમ તેની આગલ ગયો, અને છેક નજદીક જઇ તેને નીચે મુજબ બોલતાં શાંભલીઓ :—

"સમદલની શલતનત અને રાજયની પરખ્યાત સાહાઝાડી, તારી ખુબચેહેર સુરતની છબી મે મારી કલપણા પીછીથી મારાં મગજની શપાતી પર ચીતારીછે તે બેશક પુરી નથી. તે છતાંબી હું એકરાર કરૂંછકે દુનીઆની શરવે સાહાઝાડીઓની ખુબશુરતી કરતાં તું ચહડેછે અને જે મીશાલે માહાતાબ અને સેતારાઓને ખુદ શુરયથી છુટા પાડુંછું તેમ તેઓ શરવેથી તને વધારે બુલંદ ગણુંછું. અરે મને જો ખબર પડે કે તારૂ રેહેઠાંણ કહી તરફછે તો હમણાજ તારી નજદીક આવી મારૂં જીગર તને અરપણ કરૂં, કારણ હવે તે તારૂંજ થયુંછે અને તે લેવાને હવે કોઇ બીજી સાહાઝાડીની તું શીવાએ તાકાત રહી નથી."

રાજા શાલે હવે વધુવાર બોટી રહી શકયો નહીં. તે આગલ ધસી આવી સાહાઝાડાને જાહેર થઇ બોલ્યો, "રાજા બીદર, મને માલમ પડેછ કે અમે સાહાઝાડી ઘોહેરા વીશે વાત કીધી તે તમારા કાંનપર આવીછે. એ વાત તમો શાંભલો એવી મખસદથી અમે કીધી હતીજ નહીં, કારણ અમે તમુને ઊંગેલો જાંણ્યો હતો.' એપરથી સાહાઝાદો બોલ્યો, "મારા પીઆરા મામા તમોએ જે વાત કીધીછે તે બોલે બોલ મે સાંભલી અને તમે કીધેલી આગમચેતી મુજબ શરવે અનુભવ મને મલી ચુકયોછે. મોબતની લાગણી મારાં દીલમાં બલવા માંડીછે જે તમો અથવા કોઇબી અટકાવી શકવાના નથી. મે તમોને હયાં ઝાઝા વાર રાખ્યા તેની મતલબજ એકે મારી એ મોબત વીશે તમોને જાંણીતા કરવા. પણ અગરજો એક અતી ખુબસુરત સાહાઝાડીપરની મોહબત ખુલી કરવાને નબલાઇ ગણાતી હોય તો તે નબલાઇ તમો આગલ



નવધાર આંજુ નાંખી રડવા લાગો. (સફે ૬૯૦.)

જાહેર કરવાને હું લજવાયો હતો. લેકીન તમો મારાપર મેરબાંનગી અને મીત્રાચારી બતાવોછો તેથી હું આજીજી કરી કહુંછ કે તમો પોતે બનતી મેહનત કરી રાજા શમનદલની મારી શાથ તેનીના લગન કરવાની પશંદગી મેલવો; કારણકે એ ખુબસુરત સાહાઝાડી વગર મારો જીવ મને નકાંમો થઇ પડયોછે, અને જો તમો એ કાંમ નહીં પાર ઉતારસો તો હું વધુવાર જીવી શકનાર નથી."

એ સાંભલી રાજા સાલે ઘણો ગુચવારામાં પડી ગયો. તેને બરાબર ખબર હતી કે એ કાંમ પાર પાડવું કેટલું કઠણ હતું તેમજ સાહાઝાડાને દીલાસો આપી શંતોશી કરવાનેબી કેટલું બકત હતું. વલી તેને લાગુ કે પોતાની શાથ તેને લઇ જયા વગરબી તે કાંમ તે એખલો કરી શકવાનો નથી. પણ તેમ કરતાં તેને તેનાં રાજથી છુતો પાડવામાબી ઘણી ધાસતી હતી. એપરથી તેણે તેને પોતાનો જુસશો દાબી દેવા સમજાવ્યો. સઘલું કાંમકાજ પાર ઉતારયા પછે તે તેની ખાત્રી કરી આપશે કે તેનું કાંમ કરવાને તે કોઇબી રીતે પછાત હતો નહીં. થોડા વખતમાં પોતે શું કીધું હતું તે જણાઇ જશે. પણ એથી રાજા ધરાયો નહીં અને બોલીઓ, "ઓ ઘાતકી મામા, તમે જેટલો મારાપર પીઆર રાખવાનો દેખાવ આપોછો તેવા પીઆરથી ખરેખર તમે મને ચાહાતા નથી. મારી જીંદગીમાં પેહેલીજવાર એક તમારેથી મે અરજ ચાહી તે પાર પાડવાને બદલે મને મુવેલો જોવાનેજ તમે રાજીછો."

એપરથી રાજા શાલે બોલીઓ, "નાંમવર સાહેબ, તમારી શેવા બજાવાને હું સદા તૈયારછું પણ તમોને મારી સાથ તમારી માતા નામદાર રાંણીની પરવાંનગી વગર હું લઇ જઇ શકતો નથી. તે મારે વીશે શું વીચાર લઇ જાએ? અને જો તે કબુલ કરશે તો પછી હું તમારી સરવે શેવા બજાવાને તૈયારછું." એનાં જવાબમા રાજા બોલ્યો, "તમો અજાંણા નથી કે મારી માય મને એક પલબી પોતાથી જુદો થવાને ચાહે નહીં તેથી એ કારણ મને એક ફકત બાંનું લાગેછ અને જેથી મારી વધારે ખાત્રી થાએછ કે તમારી મેરબાંની મારાપર કમછે જો તમે મને ખરેખર ચાહાતાજ હોતો તમો એવું સમજાવાને બદલે એકદમ મને તમારી શાથ લઇ જાઓ."

જીઆરે રાજા શાલેએ જોયું કે તેનું પોતાનાં ભાંનેજની બોહોશ આગલ કાંઇ ચાલી શકતું નથી ત્યારે તેણે પોતાની શાથ તેને લઇ જવાનો વીચાર કીધો. પોતાને આંગલેથી એક વીતી કાહાડી જેનાંપર જે લેખ કોતરેલો હતો તે શુલેમાંનસાહાની મોહોરપર જે ખોદાતાલાનું ગુપત નાંમ કોતરેલું હતું તેને મલતો હતો. તે બોલીઓ, "લેઓ આએ વીતી તમો તમારે આંગલે પેહેડો અને પછે તમે દરીઆવનાં પાંણી કે ઊંડાઇની કશી પરવાહા કરતાનાં." ઇરાંની રાજાએ તે વીતી લઇ તેનાં કહયા મુજબ કીધું. તેણે જીઆરે તે પેહેડી ત્યારે શાલે બોલીઓ, "હવે હું જેમ કરૂં તેમ તમેબી કરજો." એટલું બોલી તે હવામાં જરા અધર થયો અને દરીઆવ જે ત્યાંથી દુર હતો નહીં તે તરફ પંખેરાં માફક ઉડવા લાગો અને ત્યાં પુગતાંજ દરીઆવમાં ડુબકી મારી.

પલવારમાં શાલે પોતાનાં ભાણેજને લઇ પોતાનાં બાહાદશાહી મેહેલમાં પુગો. અને પોતાની બુઘી માતા રાંણી આગલ તેને ઝટ લઇ ગયો. એ જવાંન રાજા પોતાની મમાઇને જોતાંજ તેનાં હાથપર પીઆરની બોકીઓ દેવા લાગો. આએ તરફ પોતાની દીકરીનાં દીકરાને જોઇ એ બુઘી રાંણી ઘણીજ મલકાઇ ગઇ અને પુછવા લાગી, "દીકરા તું કેહેવી હાલતમાંછે તે હું પુછતી નથી

કારણ કે હું તને મારી નજરે સારી અને તંદો-રસત હાલતે જોઊંછું. પણ મારી બેતી, તમારી

માની જાંણ વગર ત્યાં ગયો હતો. તેણે કહ્યું કે તે ઘણીજ શારી હાલતમાં હતી



ઇરાંનનાં મેહનઝાએ પોતાની મમઇનાં હાથપર બોસો લીધો. (અંક ૬૯૨.)

માં, રાંણી ગુલનાર કેમછે." બીદરે તેણીને જ-ણાવતાં ઘણી સંભાલ રાખી કારણકે તે પોતાની

તથા તેણીએ પોતે બાહશ કરી તેને તેણીને મ-લવા મોકલીઓ હતો. રાંણી તેને સાહાઝાદી

આગલ લઇ જઇ તેને તેમની સાથ વાત ચીત કરતો રાખી પોતાનાં બેટા સાથ વાત કરવાને તેનાં ખાંનગી ઓરડામાં ગઇ. હયાં તેણીને સઘલી વાત રાજા શાલેએ કહી, અને ફકત સાહાઝાડી ગોહેરાની ખુબશુરતીનું વરણન શાંભલીને સાહાઝાદો કેવો તેનીપર મોહી પડયો હતો તથા તેને પોતાની મરજી વગર ઘણી આંણાકાંણીથી ત્યાં તે લેઇ ગયો હતો, અને સમનદલ રાજાની પરવાંનગી મેલવવાને તે તજવીજ કરવાની તૈયારી કરતો હતો એમ તેને તેનીને જનાવ્યું.

અલબતાં આ સઘલું જે તેને કીધું તે ફકત ઇરાંની સાહાનાં ખુદરતી અને પવીત્ર જુશાને ઇનશાફ આપવાની ભલી સોચાણાથી કીધું હતું. તેની માએ તેને સારી સમજ નહીં વાપડીને ગાયહારા સંબંધી વાત તેની આગલ કાહાડી તે બાબે ઠપકો દીધો. તે બોલી, "બેટા તારી બેવકુફી નહીં ક્ષમાં થાએ એવીછે. શું તુ ધારેછ કે રાજા શમનદલ જેની ચાલ ચલણ આપણે સારી પેઠે જાંણીએ છીએ, અને જેણે ઘણાક સેહનસાહાઓનાં માંગાં રદ કીધાં તે તારી અરજને જરા પણ ધીઆંનપર લેશે! પેહેલાંતો તે કેવી તોછડાઇથી જવાબ વાલી અપમાંન કરશે તેનો ખ્યાલ તેં કીધોછે?"

એપરથી રાજા શાલે બોલીઓ, "બાંનું મે તમોને જણાવીઊં કે એ બીનાં સાહાઝાડાનાં કાંન પર આવી તે અમારી મતલબ વગર હતી. લેકીન હવે ભુલ તો થઇ. હવે વીચારવું જોઇએ કે એ સાહાઝાડીની તારીફ સાંભલી એ છોકરાને જે જુશો ઉતપન થયોછે તે કેહેવી તહરાંનો હોવો જોઇએ. તેથી જો તેનો તુરત ઉપાય નહીં કરીએ તો તે કદાચ તેની ગમગીનીમાં મરણ પાંમે. મારાથી જેમ બનશે તેમ મેહનત અને તજવીજ કરી એ બેઉનાં લગન કરી આપવાને હું પછાત પડીશ નહી, કારણ કે એ દરદ ઉતપન કરવાને હું પોતે અજાંણપણે કારણ થયોછું.

માતાજી હું આશા રાખુંછ કે મારો વીચાર તમોબી પશંદ કરશો કે મારે પોતે રાજા સમનદલની હજુર જવું તથા તેને ઉમદા હીરા માંણકોનું નજરાંણું કરી તેની બેતીની માંગણી કરવી. મને ભાંસેછ કે તે એ માંગણી રદ જરા દેશે નહીં અને જમીન ઉપરનાં એક સરવેથી મોટા સેહનસાહા શાથ પોતાની બેતીનાં લગન કરવાને ઓર ખુશી થશે."

એપરથી રાંણી બોલી, "આપણે ઇછીએ તે મુજબ આપણે જરૂર ફતે પાંમશું એવી ખાત્રી નથી તો તે માંગણી કરવાની મને જાજી જરૂર લાગતી નથી. પણ જીઆરે મારા પૌત્રની સલાંમતી એ બીનાંપર ઘણો આધાર રાખેછે તો એ અજમાવી જોવાને મારી પુર ખુશી બતાઉછું. એ સરવે પેહેલાં હું તને ચેતાઊંછ કે રાજા શમદલને છાજે એવી અદબ રાખી તેની આગલ વાતચીત કરજે, અને તેને કોઇબી રીતે માંઠુ નહીં લાગે તેની સંભાલ રાખજે."

એ પછે રાંણીએ પોતાને હાથે તમાંમ જણસો નજરાંણાં સારૂ એકઠી કીધી, તે મધે કીમતી હીરા, માંણક, મોતીની માલા વગેરે હતું. એ સઘલું એક દાબદામાં મુકી રાજા શાલેને હવાલે કીધું. તે બીજી શહવારે પોતાની મા અને ઇરાંની રાજાની રજા લઇ રાજા સમનદલ પાસ જવા નીકલીઓ. પોતાની સાથ તેણે પોતાનાં મોભાને લાયક એક લશકરી નાંની તુકડી રીશાલા કીજે લીધી. તે રાજા સમનદલનાં રાજ અને મેહલમાં જઇ પુગયો, જેણે તુરત તેની મુલાકાત લીધી, અને પોતાનાં તખતપરથી ઉઠી તેને માંન આપીઊં. રાજા શાલે થોડીકવારતો પોતે ભુલીજ ગયો કે તેને કોણ કીરતી ભરેલાં આદ-

મી સાથ વાતચીત કરવીછે. પછે તે તેનાં પગ-
પર પડયો અને પોતાની ઉમેદ બર લાવવાની
આરજુ જણાવી. રાજા સમનદલે તુરત તેને વાંકો
વલી ઉઠાડયો, અને પોતાનાં ડાબા હાથપર બે-
સાડી તેને પુછવા લાગો કે તેનું જેબી કાંમ
હોય તે કેહ કે તે બજા લાવવાને તૈયાર થશે.

એપરથી શાલે બોલીઓ, "સાહેબ, તમો જેવાં
દુનીઆંમા પરશીધ સરવે સેહેનશાહાઓથી બુલંદ
દરજાનાં અને માહાબલવાંન સેહેનશાહાને ફકત
મુજ કમતરીન તરફથી માંન આપવા શીવાએ મારી
બીજી મતલબ હોવી નહીં જોઇએ. તમો નામ-
દાર વીશે મને કેટલું માંનછે તે જાહેર કરવાને
મારી પાસ સબદોની ખુત થઇ પડીછે. અગરજો
તમો નાંમદાર મારા જીગરની અંદર પેશી મારા
બાતેનનાં વીચારો ખોલી શકતા હોતતો ખચીત
મારા ઉપલા બોલવાની વધારે સાબેતીની જરૂર
રેહેત નહીં." એટલું કહી પોતાનાં નફર પાસ પેલો
જહવેરનો દાબદો માંગયો અને તે ખોલી તેની
આગલ મુકી બોલ્યો, "હું ઉમેદ રાખુછ કે
મારા તરફની આ એક કમીની ભેત તમો નાં-
મદારે મારે ખાતર અને તમો તરફ જે મુરબી
તરીકેનું હું માંન ધરાઊંછું તે ખાતર કબુલ રા-
ખવી."

એપરથી સમનદલનો રાજા બોલ્યો, "સાહાઝાડા
તારા તરફની મુજ ઉપર શું ફરમાશછે તે જાં-
ણ્યા વગર મારાથી વગર કારણે એવી કીમતી
ભેત લેઇ શકાતી નથી, તેથી જેહોય તે બોલ. તે
જો મારી શકતીમાં હોશે તો મારી શરો ચશમ-
થી હું બજા લાવીશ માટે તું બેધડક તારી
ખાહેશ જાહેર કર. સાહાઝાડા તું વધારે ખોટી
રેહેવાને બદલે ભોલાઇથી જે હોએ તે મારી આ-
ગલ ખુલું કરી દે."

શાલે બોલ્યો, "મારે કબુલ કરવું જોઇએ કે
તમો નાંમદાર કણેથી મારે એક મેહેરબાંની ચા-
હાવીછે, અને જે હું માંગણી કરીશ તે એવી
નથી કે તમો નાંમદારની શકતીની ઉપરાંત હોય.
નાંમદાર સાહેબ, મારી માંગણી તમો શીવાએ બીજા
કોઇથી પાર પાડી શકાએ એવી નથી, માટે
હું ઘણીજ ઓજરખવાઇથી મારી એ અરજ
તમો નાંમદારનાં પાય આગલ મુકુંછું, એવી
ઉમેદથી કે તમો જીનહાર તે નાં પાડી મને નાં-
ઊમુદ કરશો નહીં." એપરથી સમનદલે જવાબ દીધો
"જીઆરે એમજછે ત્યારે તો બેધડક હવે તું
ખુલાશો કરી કેહ, અને તારી ખાત્રી થશે કે
મારાથી બની શકતી ચીજ આપી હું તારાપર
કેવો ઉપકાર કરી શકીશ."

"સાહેબ", શાલે બોલીઓ, "તમોએ મેહેર-
બાંનીની રાહે મારા દીલમાં તમારા શબદોપર
વીસવાસ મુકવાને શકતીવાંન કીંધોછે તે વીશે
પેહેલાં મારે ઉપકાર માંણવો જોઇએ. અને હવે
વધુવાર મારા દીલમાં મારી વાત બંધ રાખવા
બદલે તે તમારી આગલ ખુલી કરૂંછું. તમો
નાંમદારની બેતી સાહાઝાડી ગાયાહારાને અમારા
કુતંબમાં પરણાવી આપણા બેઉ તોખમ વચે
જે સદાની દોસતી રહીછે તે વધારે મજબુત
કરવી એવી મારો મતલબછે."

એ સાંભલી રાજા સમનદલ ખડખડ હશી
પડીઓ, અને પોતાનાં તખતપર ધલી પડી હ-
શતો હશતો તુંમાખી અને ધીકાર ભરેલી ન-
જરે બોલ્યો, "રાજા શાલે, હુંતો હમેશ એમ
જાંણતો હતો કે તારામાં દાહાપણ અને શહ-
મજ પુરતીછે. પણ આ તારા બોલવાપરથી મારી
હવે ખાત્રી થાઇછે કે મે એમ સમજવામાં ખ-
ચીત ભુલ કીધી હતી. મેહરબાંની કરી મને કેહે
કે એવી ખીઆલી લેહેરમાં મોજ મેલવવાને
તારી અકલ અને વીચાર શકતી કયાં ગુમ થઇ
હતી ? મારા જેવા એક બલવાંન સેહનસાહાની બેતી

ને લગનમાં લેવાને તારા મગજમાં એ વીચાર કેમ આવીઓ? આપણા કુતંબ વચ્ચે કેટલો તફાવતછે તે તારે વીચારવું હતું. તારે વીશે મને જે કાંઇ માંન હતું તે ઓવરાવી દેવાને તે કેમ હીમત કીધી?"

આવો તડકડો જવાબ શાંભલી રાજા શાલેને બહુંજ માઠું લાગું, અને તેને લાયકનો જવાબ આપવાને તેને ઘણું મન થયું, તોપણ વખત તપાસી તેને નરમાશથીજ તેને જવાબ દીધો, "પરવરદેગાર તમોને લાયક થાએ તેવું આપે. મને તમોને જણાવવું જોઇએછ કે તમારી બેતીને હું મારી સાથ પરણાવવાને નથી કહેતો પણ અગર તેમ કીધું હતે તોબી તમો નાંમદારને કે તમારી બેતીને બેઆબરૂ લાગવા જેવું હતું નહીં કારણ તમો નાંમદાર સારી પેઠે જાંણોછ કે જેમ તમે એક દરીઆઇ મુલકનાં સેહનસાહાછો તેમજ હું પણ છું. મારા વડવાઓ કોઇ કાલે કોઇ રાજાને તાબે થયા નથી, તેઓ તરફથી મને જે રાજપાત મલીઊછે તેનાં જેવું બીજું બલવંત કોઇ થયું નથી. તમો જો મારા બોલવા વચ્ચે બોલી ઉઠયા નહીં હતે તો હું કોણને વાસતે એ સાહાઝાડીનું માંગું કરવા આવ્યોછું તે તુરત જણાતે. હું મારે પોતાને સારૂં નહીં પણ મારા ભાંણેજ જે ઇરાંનનાં મુલકોનો બલવાંન અને પરાકરમી સેહનસાહછે તેને સારૂં અતરે આવીઓછું. એ સેહનસાહાની સતા અને ઠાઠ માથ તમોને સારી પેઠે રોશનછે, તેમજ તેનાં સદગુણો કેવાછે તે તમોને ખબરછે. આપણ સરવે કોઇ જાંણીએ છીએ કે સાહાઝાડી ગોહારઆ જગતમાં શરવેથી ખુબસુરત છોકરીછે, તો તેમજ આ કાંઇ ખોટું નથી કે એ જવાંન સાહાઝાડાની ખુબસુરતી અને શોહાંમણી શોગત પણ સઘલી પૃથ્વીપર જણાયલીછે. મે જે તમો કણે મેહરબાંણી ચાહી તે તમોને અને તમારી બેતીને બેઉને માંન ભરેલી હતી, અને જો તમો એ પુત્રીને તેની સાથ લગનમાં જોડવાની પરવાંનગી આપો તો કુલે દરીઆવનાં સેહનસાઓ એ જોડાંની સગાઇ થવાથી પોતાની પશંદગી બતાવે એમાં જરાબી શદેહ નથી."

જો ગુસશાથી તેનો જુસસો અને બોલવાની વાચા દબાઇ ગઇ નહીં હતે તો રાજા સમનદલ, શાલેને બોલવા દેત નહીં, મોહોમાંથી ખરાબ શબુનો બોલતો તથા એક સેહનસાહાના મોહાને નહી છાજે એવા શબદો ઓચરતો તે બોલ્યો, "અરે કુતરા! આવી રીતે બોલવાને અને મારી શનમુખ મારી બેતીનું વારમવાર નાંમ લેવાને તું હીમત કરેછે? એ બેવકુફ તારી બેહેન ગુલનારનાં બેતાને મારી બેતીની બરોબરીઓ સમજી તેની શાથ લગન કરાવાનો વીચાર રાખેછે? તું કોણછે? તારો બાપ કોણ હતો? તારી બેન કોણછે? અને તારો ભાંણેજ કોણછે? શું તેનો બાપ એક કુતરાની ઓલાદ નહીં ધરાવતો હતો? અને તારી માફક તેબી એક કુતરાંનો જનેલો નથી? ચોકીબાંનો આ ચંડાલને પકડો અને એનું શીર ધરથી છુટું કરો."

જે દરબારીઓ ત્યાં હાજર હતા તે સારાં ભાગ્યે ઘણા થોડા હતા. તેઓ પોતાનાં રાજાનો હોકમ બજા લાવવાને ઉઠી ઉભા થયા, પણ રાજા શાલે એટલોવર મુગો બેઠો હતો, તે હજુર પોતાની ભર જુવાંનીમાં હતો, તેનાં દીલમાં જુમ અને જોર બહું હતાં, પેલાઓ મીઆંનથી પોતાની તલવાર ખેંચે તે આગમચ તે દીવાંનખાંણાંમાંથી નીકલી બાહાર ચાલ્યો. દરવાજાની બાહાર જઇ જુવેછ તો તેની નજરે પોતાનાં ખેશી અને પોતાની દરબારના હથ્યાર બંધ લશકર મલી એક હજાર આદમી ભેગા થયાં હતાં. તેઓ તરતનાંજ આવી ઉભાં હતાં. જીઆરે શાલે પોતાની માતાની ર-

લઇ રાજા શમનદલની દરબારમાં આવવા નીકલીઓ ત્યારે પોતાની શાથ તેણે ઘણા જુજ આદમીઓ રાખ્યાં હતાં. એ તેની માતાને ગમીઉ નહીં, અને રાજા શમનદલ કેવી કીશમનો આદમી હતો તે તે સારી પેઠે જાંણતી હતી તેથી ઉપલી મદદ તેણીએ પોતાનાં બેતાનાં બચાવ કીજે દુર અંદેસો વાપડી મોકલી હતી. જીઆરે એ નવાં લસકરે તથા તેનાં ખેસીઓએ તેને ઘભરાતમાં આવતો જોયો ત્યારે તેનાં દરશણ કરી તેઓ ખુશી થયા, અને તેને ઘભરાયલો જોઇ તેઓ બોલી ઉઠયા, "સાહેબ શું બીનાં બનીછે! તમો નાંમદારને થયલા નુકશાંનનો બદલો લેવાને હમો ત્યાર છીએ, ફકત તમારા હોકમની ખોટીછે."

રાજા શાલેએ તેમને થોડા બોલોમાં પોતાની મતલબ કહી શાંભલાવી, અને પછે તે લશકરની સરદારી લઇ તેણે એકદમ મેહલપર ધસારો કીધો તથા જે થોડા ઘણા આદમીઓ શાંમે થયાં તેમને વીખેરી નાંખી જીઆં રાજા બેઠેલો હતો ત્યાં ચાલ્યો અને રાજાને ઝટ પકડી કેદ કીધો. તેને પોતાનાં આદમીઓને શોંપી સાહાજાડી ગોહેરાને શોધવા તે બીજા ઓરડામાં ચાલ્યો. આએ તરફ એ સાહાઝાડીને જેવી ખબર પડી કે તેનો બાપ કેદ પકડાયો હતો તેવુંજ તેણે પોતાની બાંદીઓ શંગાથે દરીઆવની શપાતીપર નખાવી દીધું અને એક ઉજડ તાપુપર જઇ વાસો કીધો.

જીઆરે સમનદલ રાજાની દરબારમાં એ મુજબ ચાલતું હતું ત્યારે રાજા શાલેને ત્યાં તેની સાથ આવેલા થોડાક આદમીઓ ઉપલી જપાજપી થતી જોઇ, લાગલા તે ખબર કરવાને પોતાને મુકાંમપર દોડયા, અને બુધી રાંણીને બહુ ઘભરાવી નાંખી. રાજા બીદર જે ત્યાં હતો તેને એથી બહુ લાગું કારણ કે એ સઘલાં તે-



સાહાઝાડી ગોહેરાનું ગેપ થવું. (સફે ૬૯૭.)

ફાંનનું મુલ પોતે હતો એમ તે સમજતો હતો. રાંણીની આગલ બાએવાર રેહેવાને બદલે તે લાગલું દરીઆવનાં ભીતરમાંથી બાહાર નીકલી આવવા લાડયો, અને ઇરાંન તરફ જવાનો તેને રસતો માહીત નહીં હતો તેથી તે એક તાપુ તરફ જઇ લાગો જયાં સાહાઝાડી ગોહેરા એખલી આવી બેઠી હતી.

સાહાઝાદો જે શોહેજબી ઘભરાયલો હતો નહીં તે ઝાડોની ગતા વચ્ચે જઇ બેઠો. તે જરા ઠાક ખાતો બેઠો હતો તેવામાં તેને કાંને કાંઇ શબ્દો પડયા તે શી બાબદ વીશે હતાં તે તેને શમજ પડી નહીં, તોબી તે ત્યાંથી ઉઠયો અને જે તરફથી અવાજ આવતો હતો તે તરફ ગયો. ઝાડોનાં ઓઠા વચ્ચે તેની નજરે એક ઓરત પડી જેની ખુબસુરતીએ તેને બેહદ અજબ અને વીશમય કરી નાખ્યો. તેણી તરફ ઘણી બારીકીથી જોઇ તે મન શાથ બોલ્યો, "બેશક એજ ઓરત સાહાઝાડી ગોહેરા છે. એ પોતાનાં બાપને ત્યાં મીનાંકેશો થતો જોઇ આ જગા તરફ આવી બેઠી હશે, અગર તેમ ન હોએ તોબી એ ઓરત મારા પીઆરને કાંઇ ઓછી લાએક હું જોતો નથી." એમ બોલી તે તેણી જોએ તેમ તેણીની આગલ આવી ઘણાજ આદરમાંનથી ઊભો રહી બોલ્યો, "બાંનું, પરવરદગારે મુજ કમતરીનની નજરે તમો જેવી અજાએબ ખુબસુરતી ધરાવતી ઓરતને પાડી તેથી હું તેનો બેહદ પાડ માંનુંછું. તમારી સેવા કરવાને તમારી આગલ ઉભુ રેહેવાને મને શંજોગ મલવાથી જે શુખ થયુંછે તેવું શુખ કોઇ બીજાંથી મને મલી શકતે નહીં. બાંનું મારા જેવા એક કમીનાં મરદની સેવા મેહેરબાંણી કરી કબુલ રાખવી કારણ કે આવાં બીઆબાંન અને ઉજડ ટાપુ વચ્ચે એક ઓરત જાતને તેવી મદદની જરૂર નહીં હોએ એમ બનવું મુસકેલછે."

દલગીરી ભરેલી શુરત કરી તે બોલી, "સાહેબ, અલબતાં મારા દરજજાવાલી એક ઓરતને આવી જગાએ એખલું બેસવું એ કાંઇ થોડું અજાએબી ભરેલું નથી. હું એક સાહાઝાડીછું, હું સમનદલ રાજાની બેટી થાઊંછું, અને મારૂં નાંમ ગોહેરાછે; હું મારા બાપનાં મેહલમાં ઘણાં શુખથી રેહતી હતી. મને એકાએક મારા મારી થતી સંભલાઇ અને ખબર પડી કે રાજા શાલે એકદમ, કોણ જાંણે શું કારણશર મેહલપર ધસારો કરી આવ્યો અને જે ચોકીબાંનો શાંમે થયા તેમને મારી નાંખ્યા અને મારા બાપને પકડી કેદ કીધો અને હું તેનાં પંજામાં સપડાતાં શોહેજમાં બચી આ તરફ નીકલી આવીછું."

એપરથી સાહાઝાડા બીદરને યાદ આવીઉ કે તે એકદમ પોતાની મમાઇને છોડી તેણીને જણાવ્યા વગર આવતો રહયો, તેથી તેણે કેવી નાદાની કીધી. પણ તે ખુશી થયો કે તેનાં મામાનાં હાથપર રાજા સમનદલ કેદ પકડાયોછે અને તેની ફતે થઇછે તેથી સાહાઝાડી ગોહેરા તેને હવે ના પાડસે નહી અને તેના કેંહવાથી તરત તેનાં બાપને છુટકારો બખશશે. તે બોલ્યો, "અએ પરેશતેશ કરવા લાયકની સાહાઝાડી તમારૂં બીહીવું તદન વાજબી હતું. પણ એ તમારી ફીકર અને તમારા બાપ વીશેની ફીકર બેઉ એકદમ કાહાડી નાંખો. હું પોતે ખુદ ઇરાંનનાં સેહનસાહાતનો રાજા બીદરછું અને રાજા શાલે મારો મામો થાયછે. બાનુ તમારી હું ખાત્રીં કરૂંછ કે તે મારા મામાની મખશદ તમારા બાપનું રાજપાત લઇ મુકવાની હતી નહીં પણ તેની મતલબ તમારા બાપની દરબારે આવવાની એજ હતી કે તેને અરજ કરી તેની પરવાંનગી મેલવવી કે તે નાંમદારે મને પોતાને દાંમાદ કરી શરફરાજ કરવો. ફકત તમારી ખુબસુરતી જવાંની અને નખરાંનો હેવાલ કાંને

શાંભલીનેજ હું તમારી મોહબતમાં ગેલો ગાંડો બની રહયોછું, અને જીઆરે હમણા તક મલીછ તો મને જણાવા દો કે મારાં એ જુશાની અકલાંમણથી પસતાવાને બદલે તમારીં પાસ માંગી લેઉછ કે તમો મારી અરજ કબુલ કરો, અને તેમ થવાથી મારી જીંદગોની ખતમગી શુધી ખરા પીઆરનાં રશીલાં શંબંધથી તમારી સાથ બંધાઇ આ દુનીઆંનું શુખ જોવાને મને શકતીવાંન કરો. હું મારે મનશે ખાતરીથી માંનુંછુ કે તમો કદી મારી એ અરજ નાં પાડશો નહીં. જીઆરે હું ફકત તમારે ખાતર મારૂં રાજપાત છોડી આ તરફ નીકલી આવ્યોછું તો તેનો બદલો તમારી તરફથી મેલવવાને મને હક રેહેછે. વાસ્તે ઓ ખુબસુરત સાહાઝાડી મને તમોને મારા મામા કણે લઇ જવા દો, અને જેવા તમારા બાપ એ લગનની પરવાંનગી આપશે કે રાજા શાલે તેમને પાછું રાજપાત સોફી દશે."

આએ ખુલાશાથી રાજા બીદરે જે અશર ઉપજવાની આશા રાખી હતી તેવો અસર થઇ નહીં. બેશક એટલું કબુલ કરવું જોઇએ કે જેવી બીદરની શુરત, તેની ધપછપ લાએક અને શાલુકાઇ ભરેલી વાત ચીત શાંભલી તેવીજ એ સાહાઝાડીને એ સાહાઝાડા વીશે ઘણી સારી દીલમ અશર થઇ, અને તે તેણીને અનગમતો લાગવાને બદલે વધારે ગમવા લાગો. પણ જીઆરે તેણીએ જાંણયું કે એ સઘલા ફેસાદ કાંહાંણી અને વીપતીનુ મુલ એ પોતે હતો અને તેને લીધે તેણીના બાપ કેદ પકડાયો હતો તથા તેણીને પોતાને પોતાનો બાદશાહી મેહલ ત્યાગ કરી આ જંગલમાં આવી પડવું પડયું હતું ત્યારે તેણી તેનાં તરફ એક મીત્રને બદલે પોતાનાં એક દુશમન તરીકે જોવા લાગી.

વળી એ માંગણી સારૂં તેણીનો ગમે તેવો વીચાર હોય તોબી તે વીશે એ સાહાઝાડાને તુ-



રાજા બીદરને ટાપુમાં છુતો મુકયો. (સફે ૭૦૦.)

રત વેલા કબુલ નહીં થવાને તેણીએ પક્કો ઠેરાવ કીધો, કારણ કે તેને વીચાર આવીઓ કે તેણીનાં બાપે એ લગન વીશે જે નાં પશંદગી બતાવી તે એવી મતલબથીજ હોય કે બીદર જલને બદલે પૃથવીનો પાહાદશા હતો.

આટલું છતાંબી પોતાનાં દીલમાં શું ચાલતું હતું તેનો લેશ પણ તેણીએ બીદરને જાહેર પડવા દીધો નહીં, અને કાંઇ તક બોલી તેની આગલથી છુટી પડી જવાને તેણીએ ચાહાયું, તેની બોલી, "શું તમે રાંણી ગુલનાર જેની ખુબશુરતી અને ચાલાકી વીશે આખી જગતમાં વાખવાખી થાએછે તેનાં બેટા થાઓછો? એ જાંણી હું ઘણી ખુશી થઇછું, અને તમો એવી એક સદગુણી લાએક માતાને પેટે જનમીઆ સાંભલી મને આનંદ થાએછે. મારા બાપે આપણા લગન વીશે જે મજબુત વાંધો ઉઠાવ્યો તેમાં ખરેખર તેની ભુલ હતી, કારણ કે તેણે તમોને નજરથી દીઠા હતે તો કદી આપણા લગન તે નાં પાડતે નહીં." એમ બોલી તેનીએ પોતાનો હાથ તેની આગલ ધરી પોતા તરફની મીત્રાચારી બતાવી. બીદર આથી ઘણો ખુશી થઇ ગયો અને પોતાની ખુશાલી ભરેલી શરજત છેક નજદીક આવેલી શમજવા લાગો તેથી પોતાનો હાથ લાંમબો કરી તેનીના હાથપર બોકી દેવા વાંકો વલીઓ. પણ તેણી તેને હડસેલો મારી તેનાં ઉપર થુકી (કારણ કે તેણીની આગલ પાંણી હાજર હતું નહીં), અને બોલી, 'ઓ કંગાલ આદમીનો આકાર છોડી દે, અને લાલ ચાંચ તથા પગવાળાં શફેદ પીછાંવાળાં પક્ષીનો અવતાર લે.'" એ શબ્દો નીકલીઆ કે બીદર તેવા આકારનું એક પક્ષી બની ગયો, અને દીલમાં ઘણો મુજાઇ દલગીર થવા લાગો.

પછે તેણીએ પોતાની એક બાંદી તરફ ફરી હોકમ કીધો, "લે એને પેલા ઉજડ અને શુકા ટાપુ ઉપર મુકી આવ." એ ટાપુ કાંઇજ નહીં પણ એક ભયંકાર ખડક હતો જયાં પાંણીનું એક ટીપુ બી મલી શકતું હતું નહીં. તે દાસીએ એ પક્ષીને ઊંચકી લીધું અને તેણીનો હોકમ બજા લાવતાં સાહાઝાડા બીદરની શરજત વીશે તેણીને ઘણી દયા લાગી, તેથી તે પોતાનાં દીલ સાથ બોલી, "આવા એક લાએક સાહાઝાડાને ભુખે તરશે મરી જતાં જોવો એ ખરેખર દયા આંણવા જોગછે. મારી સાહાઝાડી જે માયા અને દયાનું મુલછે તે જીઆરે પાછો વીચાર કરશે ત્યારે આ ઘાટકી હુકમ વીશે જરૂર પશતાશે, વાશતે મારે એને એવી જગાપર લઇ જઇ મુકવો જોઇએ કે જીઆં તે પોતાનાં ખુદરતા મોહતથી જોઇએ તો મરે." એમ વીચારી તેણી તેને એક આવજાવ થતા ટાપુપર લઇ ગઇ અને ફુલફલાડીથી ભરેલા એક બગીચામાં તેને મુકયો જીઆં પુશકલ મેવો ઝાડોપર તૈયાર હતો તથા તરશ છીપાવાને શુંદર ઝરા વેહેતા હતા.

આપણે રાજા શાલે તરફ નેગા કરીએ. સાહાઝાડી ગોહેરાને શોધી કાહાડવાને ઘણાંક ફાંફાં મારીઆ પછે તેણે રાજા શમનદલને તેનાંજ મેહેલમાં ઘણાંજ મજબુત ચોકી પેહેરા સાથ બંધ કીધો, અને પોતાની ગેર હાજરીમાં કેવી રીતે રાજ ચલાવવું તેની જોઇતી શમજન આપી તે પોતાની માતા કણે સઘલા બનાવોનો હેવાલ કેહેવાને પાછો ફરીઓ. તેણે આવતાંવાર પોતાનાં ભાંનેજ બીદરને સારૂ પુછયું કે તે કયાં હતો. જીઆરે તેને જણાવામાં આવીઊં કે તે એકાએક જતો રહયો હતો ત્યારે તેની અજાએબી અને બીજવાતનો પાર રહયો નહીં.

તેની બુઢી માંએ બોલી, "જીઆરે મને ખબર કરવામાં આવી કે તું રાજા શમનદલની દરબારમાં ઘણા ભયમાં હતો ત્યારે હું તારી મદદે

મોકલવાને બીજાં લશકરને હોકમ કરતી હતી અને જોઈતી તૈયારી કરવા પડી એટલાંમાં એ છોકરો મને કહયા પુછયા વગર કેઠે જતો રહયો. તારીપરનાં ભયથી તે કદાચ ઘભરાયો હશે અને ધારીઉ હશે કે આપણી શાથ રેહેવાંમાં તેની સલાંમતી હતી નહીં."

એ સાંભલી શાલેને બહુ દુખ થયું, અને તે દીલથી પસતાવા લાગો કે પોતાની બેહનને જ-ણાવીઆ વીનાં ફકત તેનાં કેવા પરથીજ તેને તે ત્યાં લઇ ગયો હતો. તેને ખોલી કાહાડવાને ઘણી તજવીજ કીધી પણ કેઠે તેનો પતો તેને મલીઆ નહીં, અને તેનાં લગન કરી આપવાને તેણે જે કીધું અને જેમા નજદીક ફતે પાંમીઆ હતા તેની ખુશી દીલમાં ખરપા થવાને બદલે આ નાખુશ બનાવથી તે ઘણોજ શોકાતુર બની ગયો. તે તુરત પોતાની માંને પોતાનું રાજ સોંફી રાજા શમનદલનાં રાજની અખતીઆરી લેવાને ગયો. એ રાજાને હજુર તેણે કેદ રાખેલો હતો પણ તેને લાએકની આબરૂ અને મરતબો તેને આપવો તેણે જારીજ રાખીઆ હતો.

આએ તરફ જેવો શાલે પોતાનું રાજ છોડી ગયો કે તેજ દીવશે ગુલનાર રાંણી તેનાં મેહ-લમાં આવી. તેનો બેટો તે દીવશે સેકારેથી પાછો નહીં ફરીઓ તેથી તે કાંઇ ઘભરાઇ નહીં કારણ તેણીએ ધારીઉંકે શેકાર મેલવવાની હુંફમાં તેઓ આગલ નીકલી ગયા હસે. પણ જીઆરે બેત્રણ દીવશ લગીન તે નહીં આવ્યો ત્યારે તેણીને ઘભ-રાત ઉપજીઓ. જીઆરે તેમની શાથ ગયલા બીજા આદમીઓ પાછા ફરીઆ ને રાંણીને ખબર આપી કે તે બેઉ સાહાઝાડાઓનો કેઠે પટો મલતો હતો નહીં અને તેથી તે લોકોપર કાંઇ હોનારત બનવી જોઇએ ત્યારે તેણીને કેવું દુખ લાગવું જોઇએ તે વીચારવું સેહલછે. બેશક તેમનાં ઘોડા તેમને ખાલી મલીઆ હતા. પણ તેઓ પોતે કયાં હતાં તે કાંઇ કહી શકીઆ નહીં. એ શાંભલી રાંણીએ પોતાનું દીલ મકમ કીધું અને દલગીરી જરા બાહાર આવવા દીધીજ નહીં. પછે પોતાનાં રાજનો બંદોબશત રાખી તથા એકવાર ફરીથી જંગલમાં પોતાનાં બેતા અને ભાઇને ખોલવાને હોકમ આપી તે-ણીએ દરીઆવમાં ડુબકી મારી તે તરફ રસતો લીધો કારણ કે તેણીને શક ગયો કે રાજા શાલે પોતાની શાથ તેને લઇ ગયો હશે.

રાંણી ગુલનારની માતા તેણીને ઘણા ઉમંગ અને હરખથી ભેતી પડી હતે પણ તેણીએ તે-ણીનું આવવાનું કારણ પીછાંનીઉ હતું તેથી તે બોલી, "બેતી તારૂં અતરે આવવું કાંઇ મને મુલાકાત આપવાની મતલબથી થયુંછ એમ મને લાગતું નથી, પણ તું તારા બેટા ઇરાંનનાં સે-હેનશાહાની ખોલમાં આવીછે; પણ જે ખબર હું તને આપીશ તે આપણ બનેનાં દુખને એક સરખી રીતે ઉશકેરી વધારશે. જીઆરે તે પે-હેલો મારા મુલકમાં આવીઓ ત્યારે હું ઘણી ખુશી થઇ ગઇ. પણ જીઆરે મને ખબર પડી કે તે તુને ચેતાવીઆ વગર આવતો રહયો હતો ત્યારે મને દીલમાં લાગયા કીધું કે તુને કેટલી ચીંતા અને આતુરતા થવી જોઇએ." એ પછે તમાંમ હકીકત કહી કે કેવા દાલ અને ઉલતથી રાજા શાલે સમનદલ પાહાદસા પાસ તેની બેટી સારૂ માંગું લઇ ગયો અને પરીણાંમ શું નીપ-જીઉં તથા તે પછે સાહાઝાદો કેવો એકાએક ગુમ થઇ ગયો. પછે તે બોલી, "તેની ખોલ કરવામાં હમોએ કશું બાકી રાખ્યું નહીં. મારો બેટો શાલે જે હમણાજ સમનદલ પાહાદસાનાં મુલકપર રાજ ચલાવા ગયોછે તેણે પણ એની ખોલ અને જોશતેજો કરવામાં જરાબી ખાંમી રાખી નહીં. પણ માડા ભાયગે એ સઘલી અ-મારી મેહનત કારગત લાગી નથી. તોપણ આ-

પણ ઉમેદ ધરવી જોઇએ કે સાહાઝાડો આપણને પાછો મલશે. "

આ વાત અને દીલાશાથી ગુલનારની કશી ખાતરી થઇ નહીં. તેણે દીલથી ખચીત માંનીઉ કે તેના બેટો તેણી કણેથી સદાનો ગુમ થયો, અને તેને વીસે ઘણી જારી અને શોક કરવા લાગી તથા પોતાનાં ભાઇ શાલેને ઠપકો દેવા બેઠી. તેણીની માતાએ તેણીને ઘણી સમજાવી તથા એટલો બધો સોક કરવાથી પરેજ રેહેવાને ઘણું કહયું. તે બોલી; "ખચીત તારા ભાઇએ તને ચેતાવી તથા તારી આગલ સાહાઝાડી ગોહેરાની વાત કાહાડી એમાં તેણે દાહાપણ વાપડયું નહીં, તેમજ તને ચેતાવીઆ વીનાં તારા બેતાને આ તરફ લઇ આવીઓ એમાં પણ તેને ભુલ કીધી, તોપણ જીઆંરે આપણી ખાત્રી નથી થઇ કે સાહાઝાડો શદાનો ગુમ થયોછે તો તને લાએકછે કે તે પાછો મલે ત્યાં તુલીક તેનાં રાજપાતનો તારે પુરતો બંદોબશત અને શંભાલ રાખવો. તું જલદી હયાંથી તારાં મુલક તરફ જા, તારી હાજરી ત્યાં ઘણી અગતનીછે; અને ત્યાં જવા બાદ રાજાની સલાંમતી વીસે લોકને ધીરજ આપવાને જાહેર કરાવ કે રાજા પોતે પોતાનાં મામાનાં મુલકમાં પોતાની મમાઇને બેતવાને ગયોછે."

એ વાત ગુલનારનાં ધીઆંનમાં ઉતરી અને તુરત પોતાની માતા કણેથી રજા લઇ તે પોતાનાં મેહલમાં દાખલ થઇ, અને કોંઇને ખબર પડવા વટીક દીધી નહીં કે પોતે બાહાર ગઇ હતી. તેણીએ તુરત આદમીઓ મોકલી જે અમલદારો બીદરની ખોલમાં ગયા હતા તેમને પાછા બોલાવીઆ અને જાહેર કીધું કે તે પોતાના મામાના મેહલમાં હતો. પછી પોતાનાં વજીર અને ઉમરાવો શાથ મલી રાજા હોય તે મુજબજ ધીરજ અને શહલાશંપજથી રાજ ચલાવવા લાગી.

આપણે સાહાઝાડા બીદર જયાં હતો ત્યાં ફરીએ. જીઆરે બીદરે પોતાની હાલત એક પંખીની થયલી જોઇ તથા પોતાને વેરાંન જગામાં એખલો પડેલો જોયો ત્યારે ઘણો અજબ થયો, અને દીલમાં ઘણોજ દલગીર થવા લાગો કારણ કે પોતે કયાં હતો તેની પણ તેને ખબર હતી નહીં. એ જગાથી તેનું પોતાનું રાજ કહી દશાએ આવેલું હતું તેબી તે જાનતો હતો નહીં, પણ અગરજો તેને ખબરબી હતે અને તે પોતાની પાંખને જોરે ઉડી ત્યાં જવાનુંબી કરને તોપણ તેથી તેને શું ફાયદો થવાનો હતો. તેને ત્યાં કોઇ પોતાનાં રાજા તરીકે ઓલખી શકતે નહીં. તેથી તે પોતાની તેજ જગાપરજ સબુરી ધરી બેઠો, અને આખી રાત એક ઝાડપર ગુજારી.

થોડા દીવસ ગયા પછે એક જાલથી પક્ષી ધરનારો ખેડુત ત્યાં આવી લાગો. તેની નજર જીઆરે એ પક્ષીપર પડી ત્યારે તેને લાગું કે તેણે ઘણી જાતનાં પક્ષી પકડીઆં તથા દીઠાં હતાં પણ આવી જાતનું સોહાંમણું અને નવી તહરેનું પક્ષી કદી તેની નજરે પડયું હતું નહીં તેથી એ જોઇ તે દીલથી ઘણો ખુશી થઇ ગયો. તેણે તેને પકડવાની ઘણી તાલમેલ કીધી અને તેમાં તે અંતે ફતે પાંમીઓ, અને બીજા સેકારની કશી દરકાર નહીં કરતાં આ નવાઇ જેવું પંખેરૂ એક શુંદર પીંજરાંમાં બંધ કરી મોટી કીમત મેલવવાની આશાથી સેહર ભણી લેઇ ચાલીઓ. ત્યાં પુગતાંજ એક સેહરીએ તેને અટકાવી તેની કીમત પુછી.

એનો પાધરો જવાબ દેવાને બદલે તે ખેડુતે કહ્યું કે જો તે તેને કેહેકે એ પક્ષીને તે શું કરસે તો તે તેની કીમત કેહે. તેપરથી તે સેહરી બોલીયો, "વલી એ પક્ષીને હું ભુંજીને ખાઇ જવા શીવાએ બીજુ શું કરવાનો હતો!"

"ત્યારે જો એમજછે તો મને એવું ભાસેછ કે તમે એની શઉથા નજીવી કીમત આપવા ધારોછો. સાહેબ તમે એની કીમત ધારતા હસો તે કરતાંબી હું ઘણી ધારૂંછું તે એટલી બધી કે જો તમો એને એક રૂપાંનાં સોકાથી ખરીદવા ધારી એક શુનાંનો સીકો દેખડો તોબી તે હું ના પાડીસ. મારી આટલી બધી પાકી ઉમર થઇછે પણ એનાં જેવું પક્ષી મે કદી જોયું હતું નહીં. હું એ નવાઇ જેવી ખુદરતી પેદાએશને આપણા પાહાદસાહાને નજર કરવા માંગુંછું અને તમારા કરતાં તે એની કીમતનો ખરો વીચાર આનસે."

પછે વધારે વાતચીત કરવાને બદલે તે લાગલો પાહાદસાહી મેહલ તરફ ચાલીઓ અને રાજાનાં દીવાંનખાંણાં આગલ જઈ ઉભો. પાહાદસા એ વેલાએ પોતાનાં ઓરડાની બારી આગલ ઉભો રહી દરબારમાં થતાં કાંમકાજ ઉપર ધીઆંન આપતો હોતો; તેની નજર જેવી એ પક્ષીપર પડી કે તરત પોતાનાં એક ખીદમતગારને હોકમ કીધો કે તેણે તેને ખાતર એ પક્ષી ખરીદવું. તે અમલદાર લાગલો એ ખેડુત પાસ આવી તેની કીમત પુછવા લાગો.

તે ખેડુત બોલીઓ, "અગરજો તમે એ શુંદર પક્ષી નાંમદાર પાહાદસાહાને સારૂં ખરીદવા માંગતાં હોએતો હું નમનતાઇથી એટલી અરજ કરૂંછ કે તમે એ લઈ જઈ મારા તરફથી એક ભેટ તરીકે તેને અરપણ કરો." એ પક્ષી લઇ તે પાહાદસા પાસ ગયો અને ખેડુતની આરજુ જણાવી. પાહાદસા એ પંખેરૂં જોઇ ઘણો ખુશી થઇ ગયો અને તેજ અમલદારને હોકમ કીધો કે તે ખેડુતને ઇનાંમ તરીકે દશ શુનેરી શીકા આપવા, જે મલીઆથી ખેડુત ઘણોજ ખુશી થઇ ત્યાંથી ચાલી ગયો. પછે પાહાદસાહે એક શુંદર કુસાદે પીજરાંમાં તેને મુકાવીઊં અને શુનેરી વાશનમાં તેને સારૂ દાંનો પાંણી નાંખવાને હોંકમ કીધો.

રાજા પોતે એ વખતે સેકાર ઘાએ જવાને તૈયાર થયો હતો તેથી એવો હોકમ કીધોકે તે પાછો ફરે ત્યાં તુલીક એ પક્ષીપર ઘની તકેદારી રાખવી. જીઆરે તે પાછો ફરીઓ ત્યારે તે પીજરૂં તેની આગલ લાવવામાં આવીઊં અને તેમાંથી તે પક્ષીને બાહાર કાડી તેને પસવારતાં પસવારતાં પાહાદસાહે તે ખીદમતગારને પુછયું કે તેણે તેને કાંઇ ખાતાં દીઠું હતું?

તે બોલીઓ, "મુરબી એ પક્ષીએ કસાંને ચાંચબી જરા લગાડી નથી અને જે હાલતમાં દાંણો પાંણી મુકયુંછ તે હાલતમાંજ પાછું રહયું છે." એ જોઇ તેણે હોકમ કીધો કે તહરેવાર કીશમનું માશ મંગાવી એની આગલ નાંખવું કે જે જાત એને ભાવે તે ખાએ.

ખાંણાંનો શુફરો તૈયાર કરવામાં આવીઓ અને પાહદસા ઉપલો હોકમ આપી હજુર ઉઠેછ એટલાંમાં તો એ પક્ષી કુદી તેબલપર જઈ બેઠું અને આદમીની માફક રોતી ભાંજી જુદી જુદી વાંણી સાથ ખાવા લાગું. એ દેખાવ ખરેખર રાજાને વીશમએ પમાડનારો હતો. તેની એ ચાલથી અજબ થઇ તેણે એ દેખાવ જોવાને રાંણીને તેડી મંગાવી કે તેણી પણ એ અચરતી નજરે જોએ.

જીઆરે તે ખીદમતગારે રાંણીને એ હકીકત જણાંવી ત્યારે તે લાગલી ત્યાં દોડી આવી; પણ જેવી નજર તેણીએ એ પક્ષીપર નાંખી કે પોતાનાં મોહોપર પરડો નાંખી દીધો અને ત્યાંથી પાછી જતું રેહેવા ચાહાયું. એ ચાલ જોઇ રાજા અજબ થયો અને એમ કરવાનું તેણીને કારણ પુછયું.

એનાં જવાબમાં રાંણીએ કહયું, "સાહેબ જીઆરે હું તમોને કહીશ કે એ પક્ષી તમે ધારોછ તેમ કાંઇ પક્ષી નથી પણ એક આદમીછે ત્યારે તમારી અજાએબી વધુંવાર તકી રેહેશે નહીં."

વધારે અજાએબ થઇ પાહાદસા બોલીઓ, "બાનું તમો મારી મશકેરી તો નહીં કરતાં હો? શું તમે મને એવું સમજાવા માંગોછ કે એક પક્ષી કદી આદમી થાએ!" રાંણીએ જવાબ દીધો, "મે કહયુંછ તેમાં કાંઈ શંદેહ નથી. તમો નાંમદારની હું ખાત્રી કરી કહુંછ કે એ પક્ષીમાં ઇરાંની સેહનસા પોતેછે, જેનું નાંમ બીદર કરીછે. પતાલનાં બલવાંન શંશથાંનની નાંમાંકીત સાહાઝાદી ગુલનાંરનો એ દીકરો થાએછે અને ત્યાંનાં રાજા સાલેનો ભાંણેજ કેવાએછે, અને એજ રાજની રાંણી ફરેશ એની મમાઇ થાએછે અને એને એવી હાલતે લાવનાર સમનદલ રાજાની બેટી ગોહેરાછે." એ પછે રાંણીએ સઘલી વાત કહી કે ગોહેરા સાહાઝાડીએ આંમ કરી એ સાહાઝાડા ઉપર શાલે રાજાએ સમનદલ ઉપર ચહડાઇ કીધી હતી તેનું વેર લીધું હતું. એપરથી રાજાની ખાત્રી થઇ અને તેણે જાંણીઊં કે તેની ઓરત પોતેબી એક ચંચલ જાદુગરની હતી તેઆરે તેની અજાએબી ઘણે દરજે નરમ પડી, અને ઉપલી વાત તેનાં ધીઆંનમાં આવી. તેણીની જાદુની વીદયામાં કુશલતાને લીધે દુનીઆમાં શું શું થતું હતું તે તેને ખબર પડતી હતી અને પોતાનાં ખાવીંદનાં પડોશી રાજાઓ તેની સાંમે થવાને જે જે દાવ માંડતા હતાં તેની વખતશર તેણી ખબર કરતી હતી તેથી તે પોતાની હુસ્યારીમાં રહી શકતો હતો. એ ઇરાંનનાં રાજા ઉપર પાહાદસાહને ઘણી દયા લાગી તેથી રાંણીને સમજાવી કહયું કે તેને એ હાલતમાંથી છોડવવાની યુકતી કરવી, અને તેની અસલી શુરતમાં લાવવો.

એ રાંણીએ ઘણી ખુશીથી કબુલ કીધું અને બોલી, સાહેબ મેહરબાંની કરી તમે એ પક્ષીને તમારા ઓરડામાં લેઓ અને ત્યાં તમારામાં અજાએબી પેદા થાએ, એવો એક સાહાઝાડો તમાને દખાડું."

એ પછે તે પક્ષી જે ખાઇ ફારેગ થયું હતું અને રાજા અને રાંણી વચે જે વાત ચીત થઇ તે સાંભલતું તું તે રાજાને પોતાને લઈ જવાની તશડી આપવાને બદલે પોતેજ કુદતું કુદતું તેનાં ઓરડામાં ગયું. તેની પુઠેજ રાંણી પોતાનાં હાથમાં એક પાંણીનું વાશન ભરી લઇ ચાલી અને તે પાંણી ઉપર કાંઇ શખુનો તે પતપતી જેની રાજાને કાંઈ સમજ પડી નહીં. એ બોલોની અશરથી તે પાંણી ઉકલવા લાગું જેમાંથી થોડું પાંણી પોતાનાં ખોબલામાં લઈ તેણીએ તે પક્ષીપર છાંતીઊં અને બોલી, જે પવીત્ર અને ભેદી શખુનો હું હમણા બોલી તેનાં પરતાપથી તથા કુલ ખલકતનાં ખાવીંદ જે મુવેલાંઓને પાછાં ઉઠાડેછ અને જગતની પરવરસી કરેછે તેનાં પવીત્ર નાંમની બરકતથી તું એ પક્ષીનો આકાર છોડી દેઇ તારો જે આકાર પરવરદેગારે તુને બખસેલોછે તે પાછો લે."

એ શખુનો હજુર બાહાર પડયા નહીં એટલાં તો પાદસાહ એક પક્ષીને બદલે પોતાની આગલ એક ખુબશુરત અને શોહામણો સાહાઝાડો ઉભેલો જોવા લાગો. બીદર તુરત પાહાદસાનાં પગર માંથું મુકી તેનો ઉપકાર માંનવા લાગો, અને તેનાં હાથપર બોકીઓ દઇ ઘણા આદરમાંનથી શીફત ગાવા લાગો, તથા પરવરદેગારનાં ઘણા પાડ માંનવા લાગો કે જેની મેહરબાંણીથી તે પોતાની અશલી શુરત જોવા પાંમ્યો. રાજા તેને તુરત ઉઠાડી ઉભો કરી પોતાની બગલે ચાંપયો અને તેની હાલત પાછી ફરવાએલી જોઇ ઘણો ખુશી થવા લાગો. બીદરે રાંણીનો પણ ઉપકાર માંનીઓ હતે, પણ એટલાંમાં તો તે ત્યાંથી જતી રહી હતી. એ પછે પાહાદસાહે તેને પોતાની પાસે બેસાડયો, અને સાહાઝાડી ગોહેરા આવી રીતે નીરદય થઇ તેને પક્ષીનાં આકારમાં

ફેરવી નાંખ્યા તેનો શબબ પુછવા લાગો. એ તેની ખાહેશ પાહાદસા બીદરે તુરત પુરી પાડી. જે સાંભલી તે સાહાઝાડીપર પાહાદસાહા ઘણો ખફા થઇ ગયો અને તેણીને ઠપકો દેવા વનાં રહયો નહીં. તે બોલ્યો, "સાહાઝાડીએ પોતાનાં બાપનો કીનો લેવાનો ઠેરાવ દેખાડયો એતો વાસતવીક અને તેણીને માંન ભરેલું હતું પણ તે કીનો નીરદય બની આટલી બધી હદ શુધી લઇ જવો તેણીને ઘટતું હતું નહીં, કારણ તેણીને ગુશો કરવાને એને કશો દોશ આપી શકાતો નથી. જે થયું તે થયું પણ હવે મને ફરમાવ કે તને હું બીજી શો રીતે કાંમ આવી શકું."

સેહનસાહ બીદર બોલ્યો. "સાહેબ તમે મારા પર એટલો મોટો ઊપકાર કીધોછ કે તેનાં અવેજમાં મને લાએકછે કે તમારી ફરમાંબરદારીમાં રહી તમારી શેવામાં મારી જીંદગાંની ગુજારૂં. પણ જીઆરે તમારી મેહરબાંનીની હદ રહી નથી તો હું તમારી કણે માંગી લેઊછ કે તમો મેહરબાંની કરી એક વાંહાંણ મને આપો કે જેમાં બેસી હું મારાં ઇરાંન વતન જાઊં, કારણ કે ત્યાંથી મારાં એકાએક ગુમ થઇ જવાથી અને લાંમબા વખત શુધી બાહાર રેહેવાથી ગડબડ થઇ રેહેશે, અને મારી પીઆરી માંતા જેણી કણેથી હું છુપાછુપ નીકલી આવ્યો હતો તે મને નહીં જોવાથી હું જીવતોછું કે મરણ પમ્યોછું તેનાં શોક ભરેલાં વીચારમાં ને વીચારમાં બેહદ મુંજાતી હશે તેથી ત્યાં તુરત જવાની મને ઘણી જરૂરછે."

રાજાએ તેની માંગાણી કબુલ કીધી અને એક સરવથી મોટી કીસતી તૈયાર કરવાને હોકમ આપીઓ. તુક વખતમાં તે એક મોટાં વાંહાંણમા ઘણાક માંણસ,. ખોરાક અને હથયાર સાથ કુચ કરી.

દશ દીવસ શુધી તો એ વાંહાંણ સારા પવનનાં પ્રતાપથી વગર ધાસતીએ ચાલીઊં. પણ અગીઆરમે દીવસે પવન એકાએક બદલાઇ ગયો અને જબરૂં તોફાંન ઊઠવા લાગું. એમ થતાં વાંહાંણ પોતાનો રસતો ચુકયું એટલુંજ નહીં પણ જુદે ઠેકાંણે ઘસડાઇ ગયું તથા તેનાં સઢ, ડોલ વગેરેનાં ફુરચેફુરચા ઉડી ગયા, અને અંતે એક ખડક સાથ અફડી તે ભાગી તુકડા થઇ ગયું. તેની સાથ આવેલા ઘણા આદમીઓ તે તોફાંની દરીઆવનાં ભીતરમાં જઇ પડયાં અને થોડાક જણે પાતીઆં અને લાકડાંની મદદથી તરી પોતાનો જીવ ઉગારીઓ, એ છેલાઓમાં રાજા બીદર પણ એક હતો. ઘણોક વખત શુધી તે મોજા ઓપર પોતાની શરજતની દોરી લટકાવી અફડયા પછે સારાં ભાયગે એક કીનારાપર જઇ લાગો. હયાંથી તેણે જોયું તો એક મોટું સેહર થોડેક છેતે આવેલું હતું. પણ મોટી અજાએબી સાથ તે જોએછ તો તે કીનાંરાંપર ઘોડા, ગાંએ, બલદ, મેંઢાં, ઊંઠ, ખચર વગેરે બીજાં પરાંણીઓ તેને આગલ જતાં અટકાવાને આડાં આવીઆં અને જાંણે તેને ધાસતી આપી નાં કેહતાં હતાં કે તેણે આગલ વધવું નહીં. પણ તેમ કરવાની તે મતલબ નહીં સમજીઓ, અને ઘણીજ મુશકેલીથી પોતાનો આગલ રસતો લીધો અને જેમ તેમ કરી તેઓથી છુટો પડી એક ખડકનાં ઓહો આગલ આવી થોડોવાર દમ ખાધા તથા પોતાનાં ભીંજેલાં કપડાં શુકવીઆ પછે શેહેર ભાણી રસતો લીધો.

જીઆરે તે સેહરનાં દરવાજામાં દાખલ થયો ત્યારે ઉપલી રીતેજ તેવાંજ પરાંણીંઓ તેને અટકાવાને આડે આવીઆ, અને તેને એવું દેખાડવા લાગાં કે શેહરમાં દાખલ થવામાં ઘણો ભય હતો.

એ છતાં પાહાદસાહા બીદર અંદર દાખલ થયો. તેની નજરે કુસાદે અને મોટા ઓહોલા નજરે

પડયા, પણ ત્યાં કોઇ આદમીને ફરતાં હરતાં જોયાં નહીં તેથી દીલથી ઘણો અજાએબ થયો, અને તેને કાંઇક ખ્યાલ આવ્યો કે આટલા બધા પ્રાણીઓએ તેને અંદર જતાં વારયો તેનું કાંઇબી કારણ હશે. વલી આગલ ચાલ્યો તો તહરેવાર જાતનાં માલની દુકાંનો

તેણે એક બુધા મરદને બેથેલો જોયો અને તેને વાંકો વલી સલાંમ કીધી.

એ બુઘો કાંઇ કાંમ કરતો હતો. તેણે પોતાનું માથું ઊંચકી તેનાં સાંમું જોયું અને જીઆરે તેની નજરે પાહાદસાહી દમાંમ મારતાં ચેહેરા સાથ એક જવાંન અને અતી ખુબશુરત મોગતનાં



તમે બાહાર ઉભા ના રહો. (સફે ૭૦૬.)

તેની નજરે પડી, જે ઊંગાડી રાખેલી હતી એથી તેને અવલોકણ કરવાને બની આવીઊં કે જેમ તે ધારતો હતો તેમ કાંઇ એ સેહર આદમી વગર તદન ખાલી હતું નહીં. એક દુકાંન આગલ તે ગયો જયાં ઘણીક જાતનો તાજો શોહરમદાર મેવો વેચવાને મુકેલો હતો. ત્યાં

મરદને ઉભેલો જોયો ત્યારે તે અજાએબ થયો અને તેને પુછવા લાગો કે તેનું એ તરફ આવવું કેમ થયું હતું, અને તેને એ સેહરમાં શું કાંમ હતું. પાહાદસા બીદરે તેની જીજ્ઞાસા પુરી પાડી. તે બુધાએ તેને પુછયું કે તેને રશતામાં કોઇ સાથ મેલાપ થયો હતો. તે બોલ્યો, "સાહેબ,

સેહરમાં દાખલ થવા પછે મેં જો કોઇને જોયો હોએતો તમે પોતેજછો, અને મને સમજ નથી પડતી કે આવું ખુબસુરત અને મોટું સેહર વગર રેહેવાસીઓએ ઊજડ કેમ થઇ પડીઊછે." તે બુધાએ તુરત તેને કહયું, "સાહેબ, તમે બાહાર ઉભા નાં રહો અને અંદર આવો કારણ કે કદાચ તમોપર કાંઈ આફત આવી પડશે. હું તમારી ઊપલી અજાએબી ફરશુદ ખોલી કરીશ, અને તમોને તમારે વીશે સંભાલ કાંએ લેવી તે વીશેનું કારણ સમજાવીશ."

પાહાદસા બીદર તેનું કહ્યું માંની દુકાંનમાં દાખલ થયો અને તે બુધા મરદની પાસે બેઠો. તેની સાથ વાતચીત કરતાં બુધાને જણાયું કે તે કમબખતીનો મારેલો ત્યાં આવેલો હતો તથા તે ઘણી હેજગારી ધાસતી અને ઠાકથી આજેજ થયો હતો; તેથી તેણે તેને સારૂં તેને આરાંમ થાએ એવું કાંઇક ખાવાનું તૈયાર કરી આપીઊં. બીદરે દીલથી ઘણો અજબ થઇ પોતાને અંદર દાખલ થવાની આતલી બધી કાંએ સાવચેતી તે બુધાએ લીધી તેનું કારણ તેણે વારમવાર પુછયું, પણ તેનો જવાબ તે બુધાએ દેવાને બદલે તેને ઉડાવીઆ કીધો કારણકે જો તેને સઘલી વાત તેનાં ખાધા અગાઉ કેહેતો તે દલગીર થઇ જાએ અને તેમ થવાથી તેને જમવા ગમે નહીં. એ શુભ વીચારથી તેણે તે વાત તે જમી રેહે નહીં ત્યાં શુધી કેહેવાની મોકુફ કરી. જીઆરે તે જમી રહયો ત્યારે તે બુધો બોલ્યો, "તમે ખોદાતાલાનો પાડ માંનો કે હયાં આવવા પાંમીઆ." પાહાદસા બીદર ઘણો અજાએબ થઇ બોલીઓ, "અફસોસ! કાંએ વારૂં?"

તે બોલીઓ, "આએ શેહર જાદુગરોનું કેહવાયછે અને એ શેહરનાં રાજની લગાંમ એક રાંણીનાં હાથમાંછે. જે ઓરત જાતે ઘણીજ ખુબસુરતછે એટલુંજ નહીં પણ પોતે જાતે બાહોશ અને કરૂર જાદુગરણીછે. તમે રસતામાં જે ખચર, ઘોડા વગેરે પરાંણી જોયાં તે એ ઓલાદનાં નથી પણ આદમીઓછે, જેઓને એ ઓરતે પોતાનાં એલમનાં જોરે માંણસનો અવતાર છોડાવી હેવાંનનાં રૂપનાં બનાંવી દીધાછે. કોઇ જવાંન ગભરૂ એ શેહરમાં આવેછે તેને પોતાનાં છુપેઆ જાસુશો પાસ પાધરી અથવા આરકતરી રીતે ઇઆ જોર જુલમથી તેની પોતાની પાસ બોલાવી મંગાવેછે. તે જવાંનો સાથ તે ઘણીજ નમનતાઇથી વરતેછે અને આવકાર અને મોબત ભરેલી ચાલ ચલાવી તેઓને માંન આપેછે, એટલુંજ નહીં પણ તેમની સાથ તે મોહબત બાજી માંડેછે, તેમને ખુશાલ કરેછે અને ભપકાદાર રીતે પોતાને ત્યાં રાખેછે. પણ આવુ શુખ તેમને તે સદા ભોગવવા દેતી નથી, કારણ આવી રીતે શપડાએલા શેકારો ચાલીશ દીવસ શુધી શુખ અને મજા ભોગવવા બાદ આ ઘાટકી ઓરતનાં હાથપર કોઇ પરાંણી અથવા પક્ષીના આકારે પુગવાની શરજતમાં આવી પડેછે. તમે કહ્યું કે કીનારાપર ઉતરતી વેલા ઘણાક પરાંણીઓ સાંમે થયાં કે એ શેહરમાં દાખલ થવું નહીં, તેનું કારણ એજછે કે જે ભયંકાર હાલતમાં પોતે આવી પડેલાછે તેમાં તમો અથવા બીજું કોઇ શપડાઇ નહીં પડે તે માટે એ મુગાં પરાંણીઓએ સામે આવીને તમુને ચેતાવ્યું.

એ હેવાલ શાંભલી એ જવાંન ઇરાંની સેહનસાહાને ઘણું લાગું. તે બોલ્યો, "અફસોસ કે મારી સાંમે મારૂં નસીબ કેહેવું રૂઠયુંછે, અને મારા શા હાલ કરવા માંગેછે. હજુર તો હું જેમ તેમ કરી એક જાદુગરનીનાં હાથમાંથી છુટો થયોછું તેટલાં તો વલી વધારે ભયંકાર શાંકલ તલે આવી પડયોછું." પછી તેણે પોતાનો

સઘલો હેવાલ તે બુધા આગલ જાહેર કીધો કે તે પોતે કોણ હતો તથા સમનદલ રાજાની બેટીપર તે કેવો બેઅખત્યાર મોહી પડયો હતો. તેણે પોતાનો પીઆર એ સાહાઝાડીને જોતાંજ કેમ જાહેર કીધો અને તેનાં બદલે ને કરરર છાતીની ઓરતે તેને એક પક્ષીનાં આકારમાં ફેરવી દીધો, તથા તેમાંથી તેનો કેવી પરકારે છુટક થયો અને તે આ કીનારાપર કેમ આવી ચહડયો તેથી તેને વાકેફ કીધો.

જીઆરે તે બુધાએ તેને ખુશી શાથ બોલતાં શાંભલ્યો કે પક્ષીનાં આકારમાંથી એક રાંણીએ તેનો છુટકારો બખસયો ત્યારે તે બોલ્યો, "જો કે મે તમુને જાદુગરણી રાંણી વીશે કહ્યું તે સઘલું ખરૂંછે તો પણ તમારે તે વીશે કશી ચીંતા રાખવી નહીં. આએ શેહરમાં શરવે લોકનો હું માંનીતોછું તેમજ મને રાંણી પોતે સારી પેઠે પીછાંનેછે અને મારા તરફ માંનની નજરથી જુએછે, અને તમો મારાં બારણાં આગલ આવી મને મલીઆ તે મોટાં નશીબની વાત સમજવી. મારા ઘરમાં તમો પોતાને તદન સલાંમત સમજો અને મારી ખાત્રીછે કે જો મારા કહયાં શર કેઠે જસો આવસો નહીં તો હું બોલુંછ તેની સચાઇ વીશે તમારી ખાતર જમાં થશે."

સાહાઝાડા બીદરે આ તેનાં આશરા સારૂં ઘણો ઉપકાર માનીઓ અને તેનાં ઊંબર ઉપર બેઠો, એટલે તેનો જવાંન અને ખુબસુરત દેખાવ તથા સોહાંમણા ચેહેરાથી જતાં આવતાં લોક તેને ઉભાં રહી જોવા લાગા. વલી કેટલાક તે બુધાનાં ઓલખીતાં તો તેને ઉભાં રહીં મુબારકબાદી આપવા લાગાં કે તેણે ઘણો ખુબસુરત ગુલાંમ મલ્યોછે. તેઓ એ રાજાને એક ગોલાંમ શમજીઆ; તેમજ વલી કેટલાક અજાએબ થવા લાગા કે આવો ખુબસુરત નર રાંણીની નજરથી કેમ બચી જવા પાંમ્યો. બુધો તેઓને જવાબ દેતો, "શાહેબો, તમે એને ગોલાંમ નાં સમજો. મારી કણે એટલી દોલત નથી ઇઆ મારો એવો હોદો નથી કે હું ગુલાંમ રાખી શકું, એતો મારો ભતરીજો થાયછે. મારો ભાઇ જે મરણ પાંમીઓછે તેનો બેટો થાયછે અને મને કાંઇ છોકરાં છઇઆં નથી એટલે મે એને અતરે બોલાવી મારી શાથ રાખ્યોછે."

એથી તેઓ શુખરાંનાં કરવા લાગાં કે આવો ખુબસુરત જવાંન તેનો ભત્રીજો હતો, તોપણ તેઓ તેને ચેતાવા વીના રહયા નહીં કે તેણે એ જવાંનને રાંણીની નજર આગલથી સદા છુપેઓ રાખવો કારણ કે નજર પડતાંને વાર તેણી તેને બોલાવી લેશે. તેઓ બોલ્યા, "તમે તેણીને સારી પેઠે ઓલખોછ કે તેણીનાં હાથ તલે જતાં એ જવાંન કેવી ભયંકાર હાલતમાં આવી પડશે. તમોએ તમારી નજરથી ઘણાક દાખલા જોયાછે અને ખોદા ન કરેને એ જવાંનનાંબી તેવાજ હાલ થાએતો પછે તમારી દલગીરીનો શું પાર રેહેશે!"

તે બુધો બોલ્યો, "તમારી ભલી શોચણા શારૂં હું તમારો ઉપકાર માંનુંછું. મારાં ભલાં તરફ તમો આટલી ઉલ્લત અને દીલશોજી બતાવોછો તેથી તમારા મારાપરના હેશાંનનું મોટું કરજ ચહડયુંછે. લેકીન મને જરાબી શંક ઉપજતો નથી કે રાંણી મને કોઇબી પરકારે દુખ દેશે, કારણ સરવે કરતાં મારા તરફ માયા અને આદરમાંનથી તે જોયછે. અગરજો તે એ મારા ભત્રીજા વીશે જાંણશે, અને તેને ખબર પડશે કે એ મારો સગો થાયછે તો મને ઉમેદછે કે એ જવાંન વીશેનો શદંતર ખીઆલ તેની દીલમાંથી કાહાડી મુકશે."

એ રાજાની ખુબસુરતી વીસે તેઓને મોહો-